# આકાશનાં પુષ્પો



લેખક અને પ્રકાશક

ગગનવિહારી લ. મ્હેતા

૭ ક્વાર્ક સ્ટ્રીટ, બાલિગજ, કલકત્તા



કિંમત ૧-૮-૦

# ફરજિયાત અર્પણપત્રિકા

( અપદ્યાગદ્ય )

પુસ્તકનું નામ શોધવા જેટલું જ કઠણ કામ એ કોને
અર્પણ કરવું તે છે.
લેખકના સગાં સંબન્ધીઓ, મિત્રો, મુરબ્બીઓ સૌ પુસ્તક
પોતાને અર્પણ થશે એમ આશા રાખે છે.
પુસ્તકોમા અને લેખોમા નવીનતા અને વિવિધતા લાવવાના
અનેક પ્રયાસ છતા અર્પણ પત્રિકા એક જ પ્રકારની હજી
પણ હોય છે.
અર્પણ પત્રિકા જૂને ચીલે ચાલ્યા કરે છે.
એની ઢબમા શોચનીય સામ્ય અને સરલ સાદૃશ્ય હોય છે.
પુસ્તકની શોભા અર્પણ પત્રિકાથી વધે છે.
સામાજિક નવલકથાને છેલ્લે પાને માણસ મરી જાય છે કે
પરણે છે એ જણાય,
ડિટેકટીવ નવલકથાને છેડે ગૂઢ ભેદ ખુલી જાય,
સર્વ પુસ્તકોને અન્તે "સમાપ્ત" અનિવાર્ય છે.

પરન્તુ પુસ્તકનો આરમ્ભ એટલોજ મહત્ત્વનો છે
એ આપણે ક્યારે સમજીશું?
અર્પણની શૈલી વાચક ઉપર પ્રબળ અસર કરે છે,
અર્પણની ઉદારતા વાંચનારનું મન હચમચાવી નાંખે છે.
પુસ્તકમાં પ્રથમથી જ અપૂર્વતા હોવી જોઇયે.

× × × ×

કેટલાક લેખકો પુસ્તક ફુવાના ભાઇને, મામાના સાળાને તથા માસાના ભત્રિજાને અર્પણ કરે છે.
વળી કોઇક રાજા મહારાજાને ચરણે પુસ્તકની ભેટ ધરી કૃતકૃતાર્થ થાય છે.
કોઇક જ્ઞાતિના મ્હોટા પુરુષને અર્પણ કરી પોતાનું કર્તવ્ય બજાવે છે.
કોઇક ગવર્નર કે વાઇસરૉયને સ્વભાષામાં કે સંસ્કૃતમાં અર્પણ કરીને દુભાષીઆની સહાય એ નામદારોને લેવડાવે છે.
કોઈક લુગડાં-ઘરેણાંને બદલે પુસ્તક પોતાની પત્નીને અર્પણ કરીને એને રીઝવવા મથે છે.
કોઇક પોતાના લ્હેણદારની સહનશીલતા અને વિશ્વાસુ સ્વભાવથી પ્રેરાઇ ત્હેને પણ અર્પણ કરે છે.
કોઇ આત્માને અર્પણ કરે છે.
તો કોઇ પરમાત્માને પણ પુસ્તક અર્પણ કરે છે.
કોઈક ખાંસી અને ચૂંકના દરદથી પીડાતા સૌ કોઇને અર્પણ કરે છે.
કોઇક નિષ્પક્ષપાતપણે પોતાના સર્વ દેશબન્ધુઓને અર્પણ કરીને સૌ કોઇને સરખી રીતે પોતાના ઉપકારના બોજા હેઠળ દાબી દે છે.
કોઇ મેટ્રિક પાસ થયેલા પોતાના ભાઇ બ્હેનોને અર્પણ

કરીને કેળવણીને આડકત્રી રીતે ઉત્તેજન આપે છે.
કોઈ "જેઠાલાલને" એવા એકલા નામે સંબોધીને અર્પણ કરે છે જેથી બધા જેઠાલાલ નામધારી ગ્રહસ્થો એ પોતાને અર્પણ કર્યું છે એમ સમજે છે.

× × × ×

પરંતુ પુસ્તક પ્રગટ કરવાનું જોખમ ખેડનાર અને એનો બોજો ઉઠાવનારને પુસ્તક કેમ અર્પણ ન થાય ?
"ધિ પ્રચંડ પુસ્તક પબ્લિશિંગ કંપનીને આ પુસ્તક
સપ્રેમ અર્પણ કરૂં છું અને આશા રાખું છું કે
મ્હને વચન આપ્યા પ્રમાણે તેઓ આ પુસ્તકની ઉપજમાથી
મ્હને મહેનતાણું આપશે !
એમના આ વચન વગર આ પુસ્તક પ્રગટ ન થઈ શકત !"
અથવા તો ગણપતિને કેમ અર્પણ ન કરાય ?
"જગતના પ્રથમ અને શ્રેષ્ઠ શૉર્ટ-હૅંડ લખનાર,
જેમણે વૉટરમેનની ફાઉન્ટન પેન હાથમા ધરીને
શ્રી વ્યાસ મુનિએ અદ્‌ભુત ત્વરાથી ઉતરાવેલું મહાભારત
એટલી જ ઝડપથી ઉતારી લીધું હતું.
જેમના વાહનના મૂષકો ખૂણે ખાંચરેથી તપાસ કરીને અન્નની શોધ કરીને ગુપ્તચરની ગરજ સારે છે તથા એમના C. I. D. બની રહે છે.
જેમણે માતાપિતાની પ્રદક્ષિણા કરી સૃષ્ટિનું પર્યટન કરવા નીકળેલા કાર્તિકેયને સરતમાં હરાવ્યા હતા.
એ ગણોના ઇશને આ પુસ્તક ભેટ ધરૂં છું."
અને કોઇ પણ લેખક પોતાનું પુસ્તક પોતાનેજ કેમ અર્પણ નહિં કરતો હોય ?

"મ્હારા બધા લેખોમાંથી તરફડાવ્યા શિવાય,
"મ્હારી અમુલ્ય સહાય શિવાય,
"મ્હારા અથાગ પરિશ્રમ શિવાય,
"મ્હારા સંપૂર્ણ સહકાર શિવાય,
"આ પુસ્તક કદી પણ તૈયાર ન થાત.
"એ અસાધારણ ઉપકારના યત્કિંચિત્ સ્મરણાર્થે
"આ પુસ્તક હું મ્હને પોતાને નમ્રતાપૂર્વક અર્પણ કરૂં છું."

× × × ×

અર્પણમાં નૂતન લક્ષણો આવે અને વૈવિધ્ય આવે
એ આશાની ઉષાને
અથવા
ઉષાની આશાને
આ
પુસ્તક અર્પણ કરૂં છું.

ગગનવિહારી મ્હેતા.

# અનાવશ્યક ઉપોદ્‌ઘાત

રા. ન્હાનાલાલ કવિની જેમ પૂછું તો "આકાશના પુષ્પો ત્હમે કદી દીઠાં છે?" ત્યારે ત્હમે શું જોયું છે? ધોળે દિવસે તારા જોયા છે? ઝાઝવાનાં જળ જોયાં છે? હથેલીમાં ત્હમને કોઇએ ચન્દ્ર દેખાડયો છે?

રા. ચન્દ્રશંકર પડયાની પેઠે કહું તો "ધારો કે ત્હમે કોઇ ઊંડા કૂવામા ઉતર્યા અને કૂવામા પાણી ન હોવાથી ઊંડા પાણીમા ત્હમે રમી ન શકયા એટલે આકાશ તરફ જુવો તો શું ધોળે દિવસે ત્હમે તારા ન દેખી શકો? ધારો કે મીલના ભૂંગળાની વચ્ચે બેસીને ઉપર જુવો તો ત્હમે ખરે બપોરે પણ તારા ન જોઇ શકો? કોઇએ હજી એમ તારા જોયા છે કે નહિં એ ખબર નથી પણ બાળકપણમાં આપણને એમ કહેવામા આવે છે કે આવી રીતે દિવસે પણ તારા જોવાય. અલબત્ત મીલનું કામ ચાલતું હોય ત્યારે આવી રીતે ભૂંગળામા ન ઉતરાય કારણકે ધૂમાડાની સાથે આપણે પણ આકાશમા ઊડી જઇયે. વળી ધારો કે ૯-૨૫ની લોકલ ટ્રેનમાં જવા માટે જોસમા ત્હમે ધસી જતા હો અને સ્હામેથી

"મ્હારા બધા લેખોમાંથી તફડાવ્યા શિવાય,

"મ્હારી અમૂલ્ય સલાહ શિવાય,

"મ્હારા અથાગ પરિશ્રમ શિવાય,

"મ્હારા સંપૂર્ણ સહકાર શિવાય,

"આ પુસ્તક કદી પણ તૈયાર ન થાત.

"એ અસાધારણ ઉપકારના યતકિંચિત્ સ્મરણાર્થે

"આ પુસ્તક હું મ્હને પોતાને નમ્રતાપૂર્વક અર્પણ કરૂં છું."

x x x x

અર્પણમાં નૂતન લક્ષણો આવે અને વૈવિધ્ય આવે

એ આશાની ઉષાને

અથવા

ઉષાની આશાને

આ

પુસ્તક અર્પણ કરૂં છું.

ગગનવિહારી મ્હેતા.

# અનાવશ્યક ઉપોદ્ઘાત

રા. ન્હાનાલાલ કવિની જેમ પૂછું તો "આકાશના પુષ્પો ત્હમે કદી દીઠાં છે ?" ત્યારે ત્હમે શું જોયું છે ? ધોળે દિવસે તારા જોયા છે ? ઝાઝવાના જળ જોયાં છે ? હથેલીમાં ત્હમને કોઇએ ચન્દ્ર દેખાડયો છે ?

રા. ચન્દ્રશંકર પડયાની પેઠે કહું તો " ધારો કે ત્હમે કોઇ ઊંડા કૂવામા ઉતર્યા અને કૂવામા પાણી ન હોવાથી ઊંડા પાણીમા ત્હમે રમી ન શક્યા એટલે આકાશ તરફ જુવો તો શું ધોળે દિવસે ત્હમે તારા ન દેખી શકો ? ધારો કે મીલના ભૂંગળાની વચ્ચે બેસીને ઉપર જુવો તો ત્હમે ખરે બપોરે પણ તારા ન જોઇ શકો ? કોઇએ હજી એમ તારા જોયા છે કે નહિં એ ખબર નથી પણ બાળકપણમા આપણને એમ કહેવામા આવે છે કે આવી રીતે દિવસે પણ તારા જોવાય. અલબત્ત મીલનું કામ ચાલતું હોય ત્યારે આવી રીતે ભૂંગળામા ન ઉતરાય કારણકે ધૂમાડાની સાથે આપણે પણ આકાશમા ઊડી જઇયે. વળી ધારો કે ૯–૨૫ની લોકલ ટ્રેનમા જવા માટે જોસમાં ત્હમે ધસી જતા હો અને સ્હામેથી

બીજી તરફ જોતા ગ્રહસ્થ સાથે અફળાઓ અને એ બંને માથાના સંયોગથી ત્હમે સ્હવારે સવા નવ વાગે પણ તારા ન જુવો ? અથવા તો ધારો કે ત્હમે તરતાં શીખતા હો અને અનીચ્છાએ પણ પાણી પી જાઓ તથા પગથી સ્પર્શ કરવા જતાં તળીયું આવે જ નહિ ત્યારે પાણીમાં પણ ત્હમને તારા નથી દેખાતા ? અને ધારો કે શ્રાવણની ઘનઘોર અને પ્રશાન્ત મધરાતે ત્હમે આંખ ઉઘાડો અને દહાડીવાળો સવા છ ફુટ ઉંચો એક પહાણ ત્હમારી દૃષ્ટિયે પડે અને ત્હમારૂં કબાટ ઉઘાડતો હોય તો આખો બંધ કરી દો તો પણ આકાશમાં છે એથી પણ સહસ્ત્રગણા વધારે તારા ત્હમારા બંને ન્હાના ચક્ષુઓમા નહિં જણાય ?

હવે એ ખરૂં કે રા. નરસિંહરાવે કહ્યું છે એમ ઉપરના સર્વ “ ધારો કે ”મા “ યદિતાનો શિથિલાંશ ભળવાથી વાસ્તવિકતાની તદ્રૂપતા ઝાંખી પડે છે.” પણ વાચકો આ ઉણપ ( સમઝશે તો ) ક્ષમા કરશે.

અને ઝાંઝવાના જળ ત્હમે નથી જોયા ? સ્હારાના, અરબસ્તાનના, રજપુતાણાના કે કચ્છના રણમા તેમજ વઢવાણના ભોગાવા પાસે ઉન્હાળામાં ત્હમે જાઓ તો ત્હમને જે દૂર પાણી દેખાય છતાં પાણી ન હોય એ દૃશ્યથી કોણ છેતરાતું નથી ? તૃષા ઉત્પન્ન કરાવી તૃષા ન છીપાવવી એ જો કલાનું લક્ષ્ય હોય તો ઝાઝવાનાં જળ કલાના સુન્દર નમૂના છે. એવા જળના આભાસથી જ શ્રીમત્ શંકરાચાર્યને સૃષ્ટિની માયાની કલ્પના ઉદ્ભવી હોય તો આશ્ચર્ય નહિં. ઝાઝવાના જળમાં સત્યનો આભાસ હોવા છતાં એ મિથ્યા છે એવી જ જગતની રચના છે. પરંતુ ચાર્વાક કહે છે કે જગત મિથ્યા હોય તો શંકરાચાર્ય મિથ્યા છે અને તો પછી “ બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા છે ”, એ સૂત્ર પણ મિથ્યા છે. એટલે બ્રહ્મ

પણ મિથ્યા છે. ટૂંકમાં બ્રહ્મ ભ્રમ છે. પણ પ્રસન્નમનશંકરના ભત્રિજા કુશલવપુશકરે માધવબાગની સભામાં ચાર્વાકનો આધાર આપ્યો હતો તે પછી ચાર્વાકને વિદ્વાનો ભૂલી ગયા લાગે છે.

વળી કેટલાક સજ્જન ટ્રેનમા ત્હમારી સાથે મીઠાશથી વાતો કરીને છેલ્લે ત્હમારૂં પાકીટ કયા છે તે જાણી લઇને ઉઠાવી જાય; કોઇ ગ્રહસ્થ બે દિવસ પછી પાછા આપવાની શરત કરી રૂ. ૨૫ લઈ જઇને પાછા દેખાય જ નહિં; કોઈ ધરખમ વિજ્ઞાનશાસ્ત્રી ત્હમારા પૈસે એક નવો ઉદ્યોગ કહાડવાનું કહી ૬૦ ટકા ડીવીડંડનો લોભ દેખાડીને પૈસા મેળવ્યા પછી વધારે પ્રયોગો એકાન્તમા કરવા માટે સદા માટે અદ્દશ્ય થઈ જાય; એવા એવા અસખ્ય લોકો પોતાની હથેલીમા આપણને ચન્દ્રના સાક્ષાત્ દર્શન કરાવે છે. કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને વૃદ્ધાવસ્થા પર્યન્ત રોજ આવો ચન્દ્ર પોતાની હથેલીમા દેખાડે છે. પ્રેમથી મુગ્ધ થઈ ગયેલા યુગલો ઘણુંખરૂં આવો ચન્દ્ર એક બીજાની હથેલીમા જુવે છે. આથી જ કદાચ પ્રેમને ચન્દ્ર સાથે, ચન્દ્રની કૌમુદી સાથે, પૂર્ણિમાની સાથે અને શુકલપક્ષની સાથે આટલો ગાઢ સંબન્ધ હશે. ગુજરાતી નવલકથાના યુગલો કૃષ્ણપક્ષની રાતે પ્રેમમાં પડી શકતાં નથી, સંવનન કરી શકતા નથી, દંપતીભાવ અનુભવી શકતા નથી. કારણ એવી રાત્રિયે હથેલીમા ચન્દ્ર જોવા માટે આકાશના ચન્દ્રનું તેજ હોતું નથી.

આ સર્વ આકાશનાં પુષ્પો છે. આકાશના પુષ્પો અદ્ભુત હોય છે. સુભાષ ( બોસ નહિં ) કહે છે:

**मृगतृष्णांभसि स्नातः शशशृंगधनुर्धरः ।**
**एष वंध्यासुतो याति खपुष्पकृतशेखरः ॥**

આવી આ અશકય વસ્તુઓ ગણાય છે. પરંતુ આ જમા–

નામાં અશક્ય કંઇ નથી. "અશક્ય આદર્શો" ને પણ શા. ઉમરવાડીઆએ એકાંકી નાટકમાં જકડીને બાંધી લીધા છે એટલે એ પણ ચસ્કીને છૂટી શકે એમ નથી. સૂર્યના કૃત્રિમ તેજમાં લોકો ન્હાઈ શકે છે તો ઝાંઝવાનાં જળમાં કેમ ન ન્હાઇ શકે? રૉબાટ Robot રૂપે યાંત્રિક મનુષ્ય સરજી શકે છે તો વંધ્યાને બાળકો કેમ ન હોઇ શકે? "બ્રહ્મચારી ઍન્ડ સન્સ" નામની કંપની તમે નથી જાણતા? તો પછી આકાશનાં પુષ્પો ન હોય? જે ત્રિશંકુઓ આકાશ અને પૃથ્વી વચ્ચે લટકી રહે છે એમને આ કુસુમોની ખબર હોય છે.

આકાશનાં પુષ્પો હવાઇ કીલ્લાઓ (Castles in the Air) હોય તો પણ શું? હવે તો લોકો હવામાં જમે છે, કેટલા યે દિવસો પર્યન્ત અદ્ધર ઉડ્યા કરે છે, પાદરીઓ હવામાં લગ્ન કરાવે છે. તો હવામાં કીલ્લા બાંધવા એ શું કઠણ વાત છે? ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો સિદ્ધાન્ત સાચો નથી એમ આઇન્સ્ટાઇને પૂરવાર કર્યા પછી આવા કીલ્લા બાંધવા એ અશક્ય નથી!

હવાઈ કીલ્લા બાંધનાર મહાપુરુષ શેખચલ્લી હતો. ભવિષ્યનાં સ્વપ્ન જોવામા એ વર્તમાનને ભૂલી જતો. પરંતુ થોડે ઘણે અંશે આપણે બધા શેખચલ્લીઓ છિયે અને શેખચલ્લી સર્વના માનસમા વસે છે. આપણને સૌને બે જીવન હોય છે: એક નિષ્ઠુર, વાસ્તવિક, બાહ્ય લૌકિક જીવન અને બીજું મૃદુ, સ્વપ્નવત, અદૃશ્ય, આન્તરિક જીવન. બાલકો જ્યારે ખોટી કલ્પના કરીને પોતાને પ્રાણી કે મ્હોટી ઉમ્મરના ધારીને રમત રમે છે ત્યારે એમને હજી વાસ્તવિક જીવન જીવવાનું હોતુ નથી; તેઓ કલ્પનામાં જ રહી અને જીવી શકે છે. પરંતુ ઉમ્મર વધતી જાય તેમ તેમ બ્હારની અને અંદરની જિંદગી વચ્ચેનું અંતર વધતું જાય છે અને એ અસંગતિ

આપણને વધારે ને વધારે સમઝાતી જાય છે તથા સાલે છે. કોઇ કવિ થવાની કલ્પનાસૃષ્ટિમાં જ રમ્યા કર્યો હોય અને કલાર્ક થાય; કોઈ પોતાને વિદ્વાન અને વિચારક લેખતો હોય પણ તે વિચાર કરી શકે છે એ પણ બીજા સ્વીકારવા ના પાડે; કોઇકે નાટકના કે નવલકથાના યુગલો જેવું રસિક દંપતીજીવન ગાળવાનું ધાર્યું હોય અને એ આશા વ્યર્થ નિવડે; કોઇને મહાન નેતા તથા વક્તા થવાની આકાક્ષા હોય પણ છેલ્લે પોતાના જેવા બે પાચ નવરા “ઠોલીઆઓ”ને એકઠા કરીને જ ભાષણ આપી સંતોષ માનવો પડે—આવી આવી અનેક રીતે આપણને અભિલાષા અને વાસ્તવિક જિંદગી વચ્ચેના વિરોધનુ ભાન થાય છે લૌકિકતાના આઘાતથી આપણા માથા પરના ઘીના ઘડા પણ ફૂટી જાય છે અને શેખચલ્લીની પેઠે જીવનની ક્રૂર છતા હાસ્યજનક અસંગતિઓનું ભાન આપણને થાય છે. આકાશના પુષ્પો ચૂંટવા જવાના આપણા નિષ્ફળ પ્રયાસ ચારે દિશામા હાસ્ય રેલાવે છે.

કારણ કે હાસ્ય આકાશના પુષ્પોને ચૂંટવા મથે છે. હાસ્ય મનુષ્યને ઉચા વ્યોમમા ઉરાડી જઇ શૂન્યમા પણ કલા સરજે છેઃ અસંગતિની પાખો ઉપર મનુષ્યને બેસાડીને ઉંચે લઈ જાય છે અને આનંદના રંગથી અનન્તને પણ રગે છે. નભના જેવું જ એ હાસ્ય સૂક્ષ્મ છતાં ગાઢ છે, પ્રકૃતિના જેવું કઠિન છતાં સ્નિગ્ધ છે, આકાશના વજ્ર જેવું કઠોર છતા પુષ્પના જેવું મૃદુ છે. હાસ્યની એ અદ્‌ભુત જ્યોતિના થોડા પણ કિરણો કંઈ અંશે પણ ઝીલવા પ્રયત્ન કરતા લેખો આકાશના પુષ્પો લેખાય તો શું ખોટું ?

× × × ×

આ પુસ્તકમાંના ઘણા લેખો જૂદા જૂદા માસિકોમાં પ્રગટ થયા હતા. કયા માસિકમાં અને ક્યારે પ્રગટ થયા હતા એ પરિશિષ્ટમાં જણાવ્યું છે. લેખો જે ક્રમે લખાયા અને પ્રગટ થયા એ પ્રમાણે તારીખવાર ગોઠવ્યા છે. "હાસ્ય" વિશેનો નિબંધ પાછળથી લખાયેલો છે. આ સર્વ લેખો સ્વતંત્ર નથી. ભિન્નભિન્ન રીતે કેટલાક સ્ફુરેલા છે. "વ્હેલા ઉઠવા વિશે" Y. Y. ની સંજ્ઞાથી લખતા જાણીતા અગ્રેજ લેખક મિ. રૉબર્ટ લીન્ડના એક લેખ પરથી સૂઝયો હતો. મૂળ લેખની છાયા બે ત્રણ સ્થળે આ લેખમાં છે. "કહેવતોમાં સુધારો," "એક અપૂર્વ નવલિકા," "કેટલાક આધ્યાત્મિક અનુભવો" તથા "પરદેશગમનના દરદો" એ ચાર લેખોના મૂળ વિચાર મિ સ્ટીફન લીકૉકના જૂદા જૂદા લેખો ઉપરથી સૂઝેલા. મૂળ કલ્પના શિવાય બાકીની રચના લેખકની છે.

"રંગુનના કેટલાંક દશ્યો," "અખિલ ભારતના ઈલ્કાબ-ધારીઓની પરિષદ," "રંગુનનાં વાહનો," "કેટલાક મહા-પુરુષોનાં સક્ષિપ્ત જીવનચરિત્ર," "એક નવી ગ્રંથમાલા" તથા "ગોળ-મેજી પરિષદની ભૂમિતિ" એ સર્વ સ્વતત્ર કૃતિયો છે.

જે જે માસિક-ત્રિમાસિકમાં લેખો પ્રગટ થયા છે એ સર્વના તત્રીઓએ તે ફરી પ્રગટ કરવાની રજા આપવા માટે એમનો આભારી છું.

પુસ્તકમા વ્યાકરણના, જોડણીના, ભાષાના જે કંઈ દોષો હોય તે વાચક ઉદારતાથી ક્ષમા કરશે એવી વિનંતી છે.

કલકત્તા ગગનવિહારી મ્હેતા.

# અનુક્રમણિકા

# અશુદ્ધિ પત્રક

| અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- |
| જે જે અશુદ્ધિઓ વાચકને જણાય | એ પોતે સુધારી લેવી |

જોડણીમાં ફેરફાર કરવાનો કર્તાને સંપૂર્ણ હક્ક છે.

જોડણી માટેના સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે.

# હાસ્ય

"But the deep background that lies behind and beyond what we call humour is revealed only to the few who, by instinct or by effort, have given thought to it. The world's humour, in its best and greatest sense, is perhaps the highest product of our civilisation." *Stephen Leacock.*

હાસ્યની વ્યાખ્યા આપવી કે હાસ્યરસનુ પૃથક્કરણ કરવું એ સ્હેલું નથી હાસ્યરસ એવો ક્ષણિક અને અદૃશ્ય, સંદિગ્ધ અને અપરિચિત છે કે પરભાષા પેઠે એનું ભાષાન્તર થઇ શકતું નથી, કાવ્ય પેઠે એનું વિવરણ નથી થઇ શકતુ, ફિલસુફી પેઠે એની ટીકા લખી શકાતી નથી, ગણિતના દાખલા પેઠે એની ત્રિરાશી હોતી નથી. કોઈ રમુજ સમઝાય છે અને આનન્દનું હાસ્ય સહસા સ્ફુરી ઉઠે છે' નથી સમઝાતી

તો એનો કંઇ ઉપાય નથી હોતો. એક સ્થૂળ શરીરનો માણસ રોફમાં જતો હોય ત્યાં અચાનક એની પાઘડી ઉડી જાય અને એની પાછળ એ દોડે તે દશ્ય જોનારને હસવું આવે છે એનું કારણ કોઇ ત્હમને પૂછે તો મૌન શિવાય બીજો કયો ઉત્તર ત્હમે આપો ? હાસ્યમાં સહજ જ્ઞાનનો વિદ્યુત્ સમો ચમકારો જો નથી થતો તો પછી વાચા નિરર્થક નિવડે છે. કાવ્યનું સૌન્દર્ય દદલાજકથી મપાતું નથી એમ હાસ્યનું તત્ત્વ સમઝાવવાથી ગ્રહણ થઇ શકતું નથી. જેમ કોઇ રમ્ય પુષ્પને ચૂંટતાં જ એની કોમળ પાંદડીઓ ખરી પડે છે, જેમ લજામણીના છોડને સ્પર્શ કરતાં જ એનાં પાંદડાંઓ નીચાં નમી જાય છે એમ હાસ્યનું પૃથ્થકરણ કરવા જતાં હાસ્યરસને જ આઘાત પ્હોંચે છે. રમુજના અર્થનું વિવેચન કરવા જતાં રમુજનું રહસ્ય ભૂંસાઇ જાય છેઃ અને અન્તે રમુજને બદલે એનું વિવેચન હાસ્યરસિક બની જાય છે. એક દૃષ્ટિયે હાસ્ય અને પ્રેમ વચ્ચે સામ્ય છે. જેમ પ્રેમની વ્યાખ્યા થઇ શકતી નથી પણ એ અનુભવથી જ સમઝાય છે એવા સ્વાભાવિક અને અનિર્મિત પ્રકારનો હાસ્યરસ છે. શાસ્ત્રનાં વચનો પણ આવાં જ નથી ? શાસ્ત્રની ઉક્તિ શ્રદ્ધા વગર સમઝી શકાતી નથી અને વિવેચનની સહાય લીધા છતાં હમેશ એનું રહસ્ય સંપૂર્ણ રીતે ગ્રહણ થઈ શકતું નથી એમ શ્રદ્ધાળુ જનો કહે છે. હાસ્યરસ તો માત્ર એકલા વિવેચનની મદદથી કદી અનુભવી શકાતો નથી. કદાચ એ જ કારણથી જેઓ સમર્થ પંડિતો, વિદ્વાનો કે નીતિજ્ઞો હોય છે તેઓમાં હાસ્યની વૃત્તિ અલ્પ પ્રમાણમાં હશે. આપણા પ્રાન્તમાં અને સાહિત્ય સૃષ્ટિમાં આવાં દૃષ્ટાન્તો મળી આવશે. અલબત્ત આમાં અપવાદ હોય છે. પરંતુ જેમની બુદ્ધિ, તર્ક શક્તિ કે વૃત્તિ પૃથ્થકરણ, વિવેચન અને મિમાંસા કરે એવી હોય એમનાથી

હાસ્યનાં સૂક્ષ્મ સ્ફુરણ ઘણી વાર જોઇ શકાતાં નથી એ સામાન્ય અનુભવ છે, ડિકન્સનાં હાસ્યજનક પાત્રો વિશે યોગ્ય ઉલ્લેખ કરવાની અશક્તિ દર્શાવતાં મિ. ચેસ્ટરટન કહે છે: "Perfect absurdity is a direct thing like physical pain or a strong smell. A joke is a fact. However indefensible it is, it can not be attacked. However defensible it is, it cannot be defended."[1] વળી હાસ્યરસ એવો સૂક્ષ્મ અને ગહન છે તે સાથે એટલો વ્યક્તિગત પણ છે કે એનું વિવેચન કઠણ છે. ગુજરાતી સાહિત્યમાં "હાસ્ય—મન્દિર"ના ઉપોદ્ઘાત રૂપે "હાસ્યરસ" વિશે એક લાંબો, વિદ્વત્તાપૂર્ણ અને નૈસર્ગિક દૃષ્ટિથી લખાયેલ લેખ છે એટલે હાસ્યની ફિલસુફીનું વિવેચન કે એનુ માનસિક પૃથ્થકરણ ન કરતાં હાસ્ય વિશે આ લેખકને સૂઝેલા કેટલાક સામાન્ય વિચારોનો ઉલ્લેખ અહિં કર્યો છે.

હાસ્ય જો સ્વાભાવિક હોય તો આનન્દનો આવર્ભાવ છે. જ્યારે મનના ઉલ્લાસની એટલી શક્તિ હોય છે કે એના બળ અને ઘનતાને વાસ્તે માનસિક પન્થ ઉપરાન્ત શારીરિક નિર્ગમનનો માર્ગ પણ જોઇયે ત્યારે હાસ્યની નિષ્પત્તિ થાય છે. મનુષ્યોની હાસ્ય વૃત્તિ એટલા ભિન્ન પ્રકારની હોય છે કે કોને શાથી હસવુ આવે એનો નિર્ણય કરવો રહેલો નથી. પરંતુ ઉચ્ચ તથા સૂક્ષ્મ કે સાધારણ અને ગ્રામ્ય પ્રકારના હાસ્યમાં એક સામાન્ય તત્ત્વ રહેલુ છે એ અસંગતિનુ શૅાપનહોર કહે છે કે મનના એક ભાવ અને વાસ્તવિકતા વચ્ચેના વિરોધના

૧ Charles Dickens by G. K. Chesterton P. 74.

સહજ ભાનથી હાસ્ય ઉત્પન્ન થાય છે. કંઈક અણધાર્યો બનાવ બને છે અથવા તો ધારેલ બનાવ નથી બનતો ત્યારે હાસ્ય ઉદ્દ્ભવે છે. હાસ્યના લક્ષણનું આ લગભગ યથાર્થ વિવરણ છે. અજાણતાં જ મહાન વસ્તુઓ પરથી ક્ષુદ્ર વસ્તુઓ તરફ આપણું ધ્યાન ખેંચાય છે અને પરિણામે આપણને અસંગતિનું ભાન થાય છે. ઉદાહરણ તરીકે એક ઘણા જ સ્થૂળ શરીરના માણસે એક ન્હાની સરખી ટોપી પ્હેરી હોય અથવા તો એક ન્હાના છોકરાએ મ્હોટી પાઘડી પ્હેરી હોય એથી આપણને જે હસવું આવે છે તે આ અસંગતિના ભાનને જ લીધે. જે પ્રૌઢ, નિયમસર અને સુવ્યવસ્થિત હોય એને બદલે વિચિત્ર અને કઢંગુ દૃશ્ય જોઈ આપણને હસવું આવે છે. અલબત્ત આવાં કાર્યો કે દૃશ્યો તથા એના હેતુ વચ્ચે જે અસંગતિ હોય તે અજાણતાં જ આવી હોય તો જ એ હાસ્યાસ્પદ થાય દૂરથી ઉભા રહીને નિષ્ફળ જતા પ્રયાસનું નિરીક્ષણ કરવામાં હાસ્યનો અનુભવ ઘણુંખરું લઇ શકાય છે, પછી એ તોતડા માણસનો બોલવાનો, કોઇ મુર્ખનો ભાષણ આપવાનો કે કોઇ શીખાઉનો બાઇસીકલ ઉપર બેસવાનો પ્રયાસ હોય. આવી જ રીતે અજાણતાં કોઇ માણસ રસ્તામાં ચાલતાં પુસ્તક વાંચતાં વાંચતાં કાદવમાં ખૂંચી જાય કે ઝાડ સાથે અથડાઇ પડે અથવા તો ગાય સાથે ભટકાય અને બેધ્યાનપણે હાથ જોડી ક્ષમા માંગે કે "માફ કરજો શેઠ!" ત્યારે હાસ્ય ઉત્પન્ન થાય છે. આ પ્રકારની હાસ્યનિષ્પત્તિ એટલી સાધારણ છે કે થોડાં વર્ષો પર ગુજરાતી નાટકોનાં "ફારસો"માં "કોમીક" પાત્ર બ્હાર જતી વખત "વીંગ" સાથે હમેશ અફળાઇને હાસ્ય ઉત્પન્ન કરવા મથતું. આ એટલી ચવાઇ ગયેલી રમુજ હતી કે માત્ર બાળકો જ આની પર હસતા. પરતુ એ હાસ્યનું કારણ એમાં પ્રદર્શિત

થતું બેધ્યાનપણુ છે. કેટલીકવાર અમુક સંજોગોના વિરોધને લીધે હાસ્યરસ ઉત્પન્ન થાય છે રા રામનારાયણ પાઠકે પ્રેમાનન્દના હાસ્યરસનું જે વિવેચન થોડા વર્ષો પ્હેલાં "પ્રસ્થાન" માસિકમાં કર્યુ હતુ એમાં સુદામાની સ્થિતિમાંથી ઉદ્દભવતો હાસ્યરસ બહુધા આવા સંજોગોનો જ હાસ્યરસ છે. ઘણીવાર એવું બને છે કે અમુક સંજોગોમાં આપણને પુષ્કળ હસવું આવે છે પરતુ એ હાસ્યરસ તે વખતના સંજોગો ઉપર આધાર રાખતો હોઇ ત્યાર પછી કોઇ ત્રાહિત માણસને એની વાત ક્હેવાથી ફરી એ રસનો ઉપભોગ થઇ શકતો નથી કારણ કે એના એ સંજોગો ફરીથી બરાબર ઉપજાવી શકાતા નથી.

આવા પ્રકારની અસંગતિ ભાષામાં આવવાથી પણ હાસ્ય ઉત્પન્ન થાય છે. શબ્દોની ગોઠવણમાં વિરોધ હોય, વિચિત્ર પ્રકારનુ સાન્નિધ્ય હોય કે પરાકાષ્ઠાને બદલે ઉલ્ટા પ્રકારની વાક્યરચના હોય તે સર્વમા અસંગતિને લીધે હાસ્યની નિષ્પત્તિ થાય છે. ઉદાહરણ તરીકે "કવિયો, સાહિત્યકો, વિચારકો અને બજુચકો" એ વાક્યમાં "વિચારકો" પ્હેલાંની શબ્દ પરપરાને લીધે છેલ્લા પ્રકારના મનુષ્યો કરતાં કોઇ વધારે ઉચ્ચ કે એવીજ કોટિનુ નામ આવશે એમ આપણે સ્વાભાવિક રીતે ધારિયે એને બદલે તેથી તદ્દન વિરુદ્ધ જ પ્રકારનું નામ આવવાથી આપણને સહસા હસવુ જ આવી જાય છે એ જ પ્રમાણે "એ બહુ પુણ્યશાળી અને જાડા હતા" એ વાક્યથી જે હાસ્ય ઉત્પન્ન થાય છે એનું કારણ એમ છે કે જ્યારે "પુણ્યશાળી" માણસના નૈતિક લક્ષણનું ભાન કરાવે છે ત્યારે એ જ ઉક્તિના બાકીના અર્ધ ભાગમાં મનુષ્યના શારીરિક લક્ષણનું વર્ણન કરવાથી અસંગતિ ઉદ્દભવે છે. આવા પ્રકારની શબ્દ-

રચનાથી ઉદ્ભવતા હાસ્ય વિશે બર્ગસોંએ એક સરસ નિયમ કહ્યો છે. "A comic meaning is invariably obtained when an absurd idea is fitted into a well-established phrase-form." Pun કે એવી શબ્દોની રમત પણ આવા જ પ્રકારની હોય છે. એ ખરેખર સારી અને આનન્દ ઉપજાવે એવી હોય તો એમાં કંઇ હલકા કે ઉતરતા પ્રકારનો હાસ્યરસ નથી હોતો પરંતુ આવી શબ્દોની રમત કોઇકવાર યાંત્રિક અને શિથિલ થઇ જાય છે. સ્ટીફન લીકૉકના હાસ્યરસમાં આ ક્ષતિ ઘણીવાર દેખાય છે. સ્થૂળ શરીરના કે અત્યત શરમાળ પુરુષો પણ આવી અસંગતિના કારણે જ હાસ્યપાત્ર બને છે. પોતાનો સ્થૂળ દેહ ધારણ કરવામાં અને ફેરવવામાં જાડા માણસને તસ્દી પડતી હશે એવો આપણને ખ્યાલ આવે છે; જ્યારે પુરુષમાં કોઈ નવવધૂને ઉચિત શરમ જોઇને પણ એવા જ વિરોધનું ભાન થાય છે.

અનુકરણથી પણ હાસ્ય ઉત્પન્ન થાય છે. એક માણસ લાકડી પછાડતો પછાડતો ચાલ્યો જતો હોય એની પાછળ બીજો માણસ પણ એજ રીતે લાકડી પછાડે તો હસવું આવ્યા વગર રહે નહિં. એજ પ્રમાણે કોઈના બોલવાની કે ચાલવાની કે ખાવાની ઢબનું અનુકરણ હાસ્યજનક નિવડે છે. માત્ર ચાળા પાડીને નહિં પરંતુ અમુક મનુષ્યની વિચિત્રતાઓ (mannerisms)નું સૂક્ષ્મ અવલોકન કરીને પણ એનું અનુકરણ કરવાથી સારા પ્રકારનો હાસ્યરસ ઉત્પન્ન થઇ શકે છે. આ પણ ગારુડવાદ (ventrilouquism) જેવી એક કલા છે. કોઇ તોતડો માણસ ટેલિફોન કરવાનો પ્રયાસ કરતો હોય કે લંગડો માણસ દોડવા જતો હોય કે અંગ્રેજી પૂરું ન જાણનાર અંગ્રેજીમાં ભાષણ

કરતો હોય એવાં એવાં અનેક અનુકરણ હાસ્યજનક છે. પરતુ આવાં અનુકરણમાં બે ત્રણ વસ્તુઓ ખાસ ધ્યાન રાખવા જેવી છે. પ્રથમ તો આવા હાસ્યરસમાં કોઇના શારીરિક અપલક્ષણની કે કુદરતી ખામીની મશ્કરીમાં ઉચ્ચ પ્રકારનો હાસ્યરસ નથી. આવા અનુકરણમાં માત્ર એવી ખામીની હાંસિ હોય અથવા તો દ્વેષભાવ હોય કે મશ્કરી કરનારના અહંકારનો અંશ હોય તો એ હાસ્યરસ ખરેખર સફળ નથી થતો. અનુકરણમાં પણ જે અનુકરણ કેવળ વ્યક્તિના માનસિક લક્ષણોનુ પ્રતિબિમ્બ ઝીલે તે અને જેમ બને એમ એવાં વ્યક્તિગત લક્ષણોને સામાન્ય રૂપ ( generalise ) આપવા મથે તેમ વધુ ઉચ્ચ થાય. કોઇની આકૃતિ, પોષાક કે ભાષાનું અવલોકન કરીને ચિત્રમાં એનું ‘ કાર્ટૂન ’ બનાવિયે, સાહિત્યમાં એની પ્રતિકૃતિ ( parody ) કરિયે એમ એનું અનુકરણ પણ થઇ શકે. આવા પ્રકારના અનુકરણોમાં આપણે જેનું અનુકરણ કરીએ છિયે એની મશ્કરી નથી કરતા પરતુ એના અમુક વિચિત્ર લક્ષણ પર હસીએ છિયે. એ જ ઢબે અને અવાજે બીજા મ્હોંવાળો માણસ બોલે છે એ અસંગતિથી આપણને હસવું આવે છે. અલબત્ત કેટલાક એવા વિચિત્ર રીતે બોલનારા કે ચાલતા માણસો હોય છે કે એમને પોતાને જ બોલતાં સાંભળવાથી કે ચાલતા જોવાથી આપણને હસવું આવે છે. એમના અનુકરણની જરૂર નથી પડતી કારણ કે તેઓ પુનરુક્તિથી જ પોતાનું અનુકરણ કરે છે. વિચાર કરતાં આવાં દૃષ્ટાન્તો આપણા ઓળખીતાઓમાંથી ( તેમજ સાક્ષર વર્ગમાંથી પણ ) મળી આવશે. જેમ અનુકરણથી એમ પુનરુક્તિથી પણ ઘણીવાર હાસ્ય ઉત્પન્ન થાય છે કોઇ મિત્રને ઘણે વખતે ત્હમે એક સ્થળે મળો તો એ હાસ્યજનક પ્રસંગ નથી. પરતુ એ જ મિત્રનો પાંચ કે છ દિવસ સૂધી

હમેશ એ જ સ્થળે મેળાપ થઈ જાય તો બંને મળનારને પુષ્કળ હસવું આવ્યા વગર રહે નહિં. આવી પુનરુક્તિના હાસ્યનો પ્રયોગ આપણા નાટકોમાં કંટાળો ઉપજે એટલા પ્રમાણમાં થાય છે. એક હાસ્યજનક પાત્ર આખા નાટક પર્યન્ત "અમારી આમ બાબત છે" કે એવું કોઈ વાક્ય વારંવાર વાપરીને હાસ્ય ઉપજાવવા પ્રયાસ કરે છે.

માત્ર શારીરિક વિરોધમાંથી જ નહિં પરંતુ માનસિક અને નૈતિક અસંગતિમાંથી પણ હાસ્ય ઉદ્‌ભવી શકે છે. આનું સારામાં સારુ દૃષ્ટાન્ત ઢોંગ છે. ઢોંગ હાસ્યનો ઉત્તમ વિષય છે. ઢોંગી માણસો કહે છે કંઇ અને કરે છે એથી વિરુદ્ધ. અન્તરની લાગણી કંઇક હોય અને છતાં બાહ્યાચાર ઉલ્ટી રીતનો જ હોય છે. આવા ઢોંગના તો અસંખ્ય દાખલાઓ મળી શકે. કદાચ આ દોષમાંથી થોડે ઘણે અંશે આપણે કોઇ મુક્ત નહિં હોઇયે. મિ. ચેસ્ટરટન કહે છે એમ "the one standing probability is the probability of becoming a cowardly hypocrite."[૨] બાળકો માટેની વાતોમાં પણ બ્હીતા લોકો શૂરવીર હોવાનો ઢોંગ કરે છે એ કયા આનન્દ ઉપજાવે છે. અંગ્રેજી સાહિત્યમાં ઢોંગની મૂર્તિરૂપ ડિકન્સનો મિ. પેક્‌સનિફ અને ગુજરાતી સાહિત્યમાં "ભદ્રંભદ્ર" ઘણે સ્થળે ઢોંગી જણાય છે. ઢોંગ એક પ્રબળ અને સનાતન પ્રલોભન છે. આપણા સામાજિક જીવનના મુખ્ય દોષોમાંનો એ એક છે; તેથી જેટલી ભિન્ન ભિન્ન રીતે એને ઉઘાડો પડાય એટલો પરિણામે લાભ જ છે. લગ્ન પ્રસંગના આપણા ખોટા વિવેક, મરણ પ્રસંગના બાહ્ય આશ્વાસન, અતિથિનું જૂઠું

૨ Charles Dickens by G. K. Chesterton p. 108.

આતિથ્ય વગેરે અનેક પ્રસગોના ઢાંગનો ઉપહાસ થઈ શકે એમ છે.

હાસ્યમાં અત્યુક્તિ હોઇ શકે કે કેમ એ પ્રશ્ન વારવાર પૂછાય છે. આ પ્રશ્નનો ઉત્તર મિ. ચેસ્ટરટને પોતાની લાક્ષણિક રીતે આપ્યો છે: " But the moment we begin to believe a thing ourselves, that moment we begin easily to overstate it; and the moment our souls become serious, our words become a little wild...It is the masterpiece of the good realistic principle—the principle that the most fantastic thing of all is often the precise fact. "[3] અત્યુક્તના આ બચાવમા મિ ચેસ્ટરટનની પણ કેટલીક અત્યુક્તિ છે એ ધ્યાનમાં રાખિયે તો ઉપરના વાક્યોમાં સત્યનો અંશ છે ખરો. સાચા હાસ્ય-જનક પાત્રોમાં અને પ્રસંગોમાં કેટલુંક અત્યુક્તિભરેલુ હોય છે છતાં એથી હાસ્યરસને ક્ષતિ પ્હોંચતી નથી. ઘણી વાર તો હાસ્યરસ સફળ કરવા માટે એવી અત્યુક્તિ અમુક પ્રમાણમાં આવશ્યક છે. પરતુ એ અત્યુક્તિને પણ મર્યાદા હોવી જોઇયે નહિ તો હાસ્યરસ છેક વિષમ અને અશક્ય બની જાય

મૂળ વાત એ છે કે પ્રસંગો કે મનુષ્યો પોતા વડે અને પોતા થકી જ હાસ્યજનક નથી હોતા. આપણે એમને હાસ્ય-જનક બનાવિયે છિયે અને હાસ્યજનક લેખિયે છિયે. કોઇ સંજોગ કે પ્રસંગ સ્વતઃ હાસ્યાસ્પદ નથી હોતો. હાસ્યની નિષ્પત્તિ આપણી મનોવૃત્તિ પર વધારે આધાર રાખે છે. હાસ્યરસ એક

3 Charles Dickens by G. K. Chesterton pp. 13, 34.

લાગણી નહિ પણ એક દૃષ્ટિ છે એમ કહેવું વધારે ઉચિત છે. આ ઉપરથી જણાશે કે પ્રેમ સાથે હાસ્યને જેમ એક પ્રકારનું સામ્ય છે તેમ એ બંને વચ્ચે ભેદ પણ છે. પ્રેમની પેઠે હાસ્ય પણ બાહ્ય ઉપાધિયો ઉપર નહિ પરંતુ આન્તરિક સ્થિતિ ઉપર આધાર રાખે છે છતાં હાસ્યની વૃત્તિ—sense of humour—હોય છે એવી પ્રેમની વૃત્તિ નથી હોતી.[૪] હાસ્ય આપણી મનોવૃત્તિ પર મુખ્યત્વે આધાર રાખે છે એ તો હમેશનો આપણો અનુભવ છે. એક જ પ્રસંગ નિહાળતા બે મનુષ્યોમાંથી એકમાં હાસ્યની વૃત્તિ હોય છે તો એને પુષ્કળ હસવું આવે છે ત્યારે બીજાને એમાં કંઇ જ હાસ્યજનક દેખાતું નથી. એમ જ કોઇકવાર જ્યારે આપણા મનમાં ગ્લાનિ હોય છે ત્યારે જે સંજોગોમાં આપણી બીજા પ્રકારની ચિત્તવૃત્તિ હોય તો આપણે પુષ્કળ હસીએ એવા જ સંજોગોને બરાબર જોઇ પણ શકતા નથી. હાસ્યવૃત્તિ લાગણી અને અનુભવને એવા ઉચ્ચ પ્રદેશમાં લઇ જાય છે કે જ્યાં દુઃખદ પરિણામ આવતું નથી, જ્યાં સર્વત્ર આનન્દ, ઉલ્લાસ અને તેજ પ્રસરેલાં હોય છે અને જ્યાં —ચક્રવાકીએ કહ્યું હતું એમ—" સૂર્ય સદૈવ વસેલો હોય છે."[૫] અમુક પ્રસંગને ગાંભીર્યથી ન જોવામાં અને ન આલેખવામાં જ હાસ્યરસનું રહસ્ય છૂપાયેલું છે. હાસ્યરસિક કલામાં જીવનને આપણે એટલે ઉચ્ચ સ્થાનેથી નિરખીએ છિયે કે જીવનના કલહો, ઈર્ષ્યાઓ અને દ્વેષો સર્વ ક્ષુદ્ર અને ક્ષણિક જણાય છે.

---

૪ આ વિશે થોડા વર્ષો પર " Contemporary Review "માં કેથેરિન વિલ્સનનો "Sense of Humour" પરનો લેખ વાંચ્યાનું સ્મરણમાં છે.

૫ ચક્રવાકમિથુન.

અને એ તુચ્છ વાતોને મનુષ્યો મહત્ત્વની લેખે છે એથી પણ હાસ્ય ઉદ્‌ભવે છે.

પરતુ હાસ્ય મનુષ્યની વૃત્તિ પર આધાર રાખે છે એની મુશ્કેલી એ છે કે દરેક વ્યક્તિને પોતાની હાસ્ય વૃત્તિ માટે નમ્રતાપૂર્વક માન હોય છે. હવે તો લગભગ દરેક જણ એમ સમજે છે કે પોતાની હાસ્ય વૃત્તિ એટલી સતેજ અને તીક્ષ્ણ છે કે કાંતો તેઓ વખતે અને કવખતે રમુજ કરવાનો પ્રયાસ કરે છે અથવા તો—સાહિત્યના દુર્ભાગ્યે—હાસ્યરસિક લેખક થવા પ્રયાસ કરે છે. થોડાં વર્ષો પર તો ગુજરાતી માસિકોમાં હાસ્યજનક લેખોનો રાફડો ફાટયો હતો. કેટલાક લેખોને મથાળે કે અનુક્રમણિકામાં “ રમુજી લેખ ” એમ લખાય છે એ જ એની રમુજનો પૂરાવો હોય છે. કેટલાક લેખોને એના લેખકો રમુજી ગણે છે એ જ એક મ્હોટી રમુજ હોય છે. વસ્તુતઃ રમુજી કે હાસ્યજનક લેખો લખવા એ બહૂ જ કઠણ છે. કથા કરવી કે કીર્તન કરવું એના કરતાં એક સરસ પ્રતિકૃતિ ( parody ) લખવી વધારે મુશ્કેલ છે. એક ગભીર અને મનનશીલ વિવેચન લખવા કરતાં સાચો હાસ્યરસિક લેખ લખવો બહુ વધારે કઠણ છે. “ પિકવિક પેપર્સ ” અંગ્રેજી સાહિત્યમાં અદ્વિતીય પુસ્તક છે. સેંકડો સમાજ સુધારા પરિષદો અને હજારો ઠરાવો કરતાં “ ભદ્રંભદ્ર ”ના એક પુસ્તકે આપણા જૂના રિવાજોની મૂર્ખતાનું, અન્યાયોનું અને આપણા સામાજિક દૂષણોનુ ભાન પ્રજાને વધારે ઉત્કટ અને સ્પષ્ટ રીતે કરાવ્યુ છે એ ઘણા થોડા લોકો જાણે છે. ગમે તેવી નિર્માલ્ય વાર્તા હોય તો એના વસ્તુને લીધે કે સંવાદને લીધે એ નભાવી લેવાય: બીજા સાહિત્ય વિષયક લેખો શૈલીની છટાને લીધે સહન કરી શકાય. પરતુ

ક્લિષ્ટ હાસ્યરસ એટલો કર્કશ અને વિષમ લાગે છે કે એ અસહ્ય થઇ પડે છે. ઉત્કૃષ્ટ હાસ્યરસમાં ક્યા ગુણો હોવા જોઇયે એના વિવેચનમાં આપણા હાસ્યરસિક સાહિત્યમાં મુખ્ય ખામીઓ શી છે એ તરત જણાઇ આવશે.

પ્રથમ તો હાસ્યરસ સ્વતઃ પ્રવર્તિત હોવો જોઇયે. પરાણે અને મારી મચડીને ઉપજાવેલો હાસ્યરસ કર્કશ જ લાગે. હાસ્ય-રસ જ્યારે સહસા અને સ્વેચ્છાથી ખીલી નિકળે ત્યારે જ ઉત્તમ નિવડે. "ચાલો. આજ એક રમુજી લેખ હું લખી નાંખું" એમ કહીને કોઈ સારો હાસ્યજનક લેખ ન લખાય. ઘણીવાર દિપોત્સવી વગેરેના ખાસ અંકો માટે હાસ્યરસિક લેખો લખનારા ઉપર પત્રો આવે છે કે "એકાદ હાસ્યરસિક લેખ લખી મોકલજો!" આપણે ત્યા જ નહિ પરંતુ ઈંગ્લંડ, અમેરિકા આદિ દેશોમાં પણ કેટલાક લેખકો રમુજી લેખો લખે છે પછીથી તેઓ હાસ્ય-રસનો ઈજારો લઇ બેસે છે અને યાન્ત્રિક ત્વરાથી હાસ્યરસિક લેખો ઉપજાવી કહાડે છે. વસ્તુતઃ આમાં ખરો હાસ્યરસ કોઇક સ્થળે જ હોય છે. હાસ્યરસમાં નિત્યક્રમ–routine–નથી હોતો; અને એ હોય છે તો એથી નીચા પ્રકારનો હાસ્યરસ જ ઉત્પન્ન થાય છે. બીજી ઉત્કૃષ્ટ કલાની પેઠે હાસ્યરસ પણ સ્વયંભૂ અને સ્વતંત્ર, નવીન અને અપૂર્વ હોય છે ત્યારે જ એ ઉત્તમ હોય છે અને સફળ થાય છે.

હાસ્યરસ વાસ્તે એક પ્રકારની બિન—જવાબદારી વૃત્તિ ('irresponsibility) પણ આવશ્યક છે. જેઓ જીવનનો અંધકાર જ જોઇ શકે છે, જેમને જીવનના ગાંભીર્ય અને કરુણતાનુ જ બહુધા ભાન છે, જેઓ બોર ખાતાં પણ એનો ઠળિયો ગળે અટકશે તો શું થશે એની ચિંતામાં બોરનો સ્વાદ

ચાખી શકતા નથી એવી પ્રકૃતિના મનુષ્યો ખડખડાટ હસી કે હસાવી શકતા નથી. આનો અર્થ એમ નહિ કે હાસ્યરસિક મનુષ્યોમાં ગાંભીર્ય નથી હોતુ. એવા મનુષ્યો ઘણીવાર તો બહુ દૃઢ સિદ્ધાન્ત પાળનારા, નિશ્ચય વૃત્તિવાળા અને નૈતિક ભાવના ધરાવનારા હોય છે. પરતુ હાસ્ય સ્ફુરવા માટે અને સ્ફુરે એટલો સમય તો એમની આગળ જિંદગીની આલ્હાદજનક બાજુ જ ખડી થાય છે અને બીજા સર્વ અંશો ગૌણ ભાસે છે. એ જ પ્રમાણે મનુષ્યત્વનો તથા સૃષ્ટિની સર્વ ઉન્નત ભાવનાઓનો હાસ્યરસમાં ઉપહાસ થવો જોઇયે એમ પણ કહેવાનો આશય નથી. આ પ્રશ્ન વિશે કેટલીક ગેરસમજૂતી હોવાથી એ વિશે થોડુંક વિવેચન અહિ આવશ્યક છે. કેટલાક લોકો એમ માને છે કે કોઈ પણ મનુષ્ય કે વિષયની મશ્કરી કરિયે તો એમાં એ પ્રત્યે અનાદરનો ભાવ આવે આથી વિરુદ્ધ કેટલાક એમ ધારે છે કે સર્વ વસ્તુની મશ્કરી કરવી, ઉચ્ચ ગણાતા વિચારોને કે ભાવનાઓને ઉતારી પાડવા તથા મ્હોટા ગણાતા મનુષ્યોને હલકા પાડવા પ્રયાસ કરવો એમાં હાસ્ય વૃત્તિની પરાકાષ્ઠા છે. પરતુ આ બને અભિપ્રાયો સાચા નથી આપણે કોઇની ભૂલો, વિચિત્રતાઓ અને નબળાઇ ઉપર હસીએ છિયે તેથી કઇ આપણે નિર્દય નથી ઠરતા આપણે ઘણી યે વાર આપણી પોતાની મુર્ખાઇઓ પર નથી હસતા ? અને છતાં આપણા કરતાં આપણને બીજા કોને માટે વધારે માન અને સ્નેહ હોય છે ? હાસ્યરસિક લોકો ઘણીયેવાર પોતાના હાસ્ય વડે પોતાનું કષ્ટ કે શરમ ડુબાડી દે છે અને પોતાના દુર્ભાગ્ય કે ભૂલમાથી પણ આનન્દ પ્રાપ્ત કરે છે. જે માણસ પોતાના અન્તરમા પણ પોતાની પર હસી શકતો નથી એનામાં સાચો હાસ્યરસ નથી વસતો કારણ અહંકાર અને સાચા હાસ્યરસ વચ્ચે વેર છે. વળી હસવાથી

સન્માનની લાગણીને હમેશ આઘાત પહોંચે છે એવું પણ નથી. ભક્તજનો ઇષ્ટદેવની મશ્કરી કરે છે, પ્રેમી યુગલો એક બીજા પર હસે છે, માન અને સ્નેહની લાગણી ધરાવતાં બાલકો માતપિતાની ગમ્મત કરે છે. હાસ્યથી માનની લાગણી નાશ નથી પામતી એટલું જ નહિ પરતુ ઘણી યે વાર હાસ્યનું પાત્ર બનેલા મનુષ્ય કે વિષયની વિશિષ્ટતાનું કે ઉચ્ચતાનું વધારે સ્પષ્ટ ભાન થાય છે. ઉદાહરણ તરીકે કોઇની ધૂનનો કે ચક્રમતાનો ઉપહાસ કરવામાં એની અડગતાનો કે સહનશીલતાનો ખ્યાલ આપણને આવી જાય છે.

હાસ્યથી ઘણીયે વાર બન્ધુત્વ વધે છે. એક મ્હોટી મિજલસમાં બે જ માણસો એક બીજાના કાનમાં કંઇ રમુજ કહીને તાળીઓ લે કે દે અને ખૂબ હસે તો કેટલા અવિનયી દેખાય છે? એને બદલે એ રમુજનો લાભ આખા મંડળને અપાય તો આખી મિજલસમાં કેવું પરસ્પર સંબન્ધ વધારતું હાસ્ય પ્રસરે છે? અલબત્ત આમાં કેટલાક માણસો રમુજ સમજ્યા વગર બીજાને હસતા જોઇને હસે છે. આવું હાસ્ય કેટલીકવાર ચેપી હોય છે. બીજાને હસતા જોઇને આપણાથી ઘણીવાર હસ્યા વગર નથી રહેવાતું. પરંતુ કેટલીકવાર આપણને લાગે છે કે ન હસીએ તો આપણું અજ્ઞાન પ્રદર્શિત થઈ જાય અને આપણામાં હાસ્યવૃત્તિ ઓછી છે એમ જણાય. કોઇ ધાર્મિક યુગમાં જેમ મનુષ્ય નાસ્તિક ગણાવવા માંગતો નથી એમ આ જમાનામાં માણસો પોતામાં હાસ્યવૃત્તિ ઓછી છે એમ કોઇ રીતે જણાવવા દે નહિં. આથી અરધું સમજ્યે કે વગર સમજ્યે પણ આપણે હસીએ છિયે. એક વ્હોરાજી આવા પ્રસંગે પુષ્કળ હસ્યા અને હસવાનું કારણ પૂછતાં એમણે કહ્યું કે "બધા

હસા તો મ્હેં બી હસ્યો" એવી આપણી પણ સ્થિતિ થઈ જાય છે. આમ હાસ્ય એક સામાજિક ગ્રથીની પેઠે માણસોને બાંધી લે છે. સ્વામી અને સેવક, ગુરુ અને શિષ્ય, પિતા અને પુત્ર સામાન્ય રીતે કોઇ રમુજને સહભોગ કરતા નથી. કોઇક એવા હાસ્યજનક પ્રસગે તેઓ પોત પોતાની સામાજિક મર્યાદાઓ ભૂલી જઇને હસે છે ત્યારે તેમના સામાજિક સબન્ધોની પાર રહેલુ તેમનું મૌલિક મનુષ્યત્ત્વ પ્રગટ થાય છે. અને હાસ્યથી એ સર્વ વચ્ચે એ ક્ષણે તો વધુ સ્વાભાવિક સબન્ધ બધાય છે.*

એ પણ ખરુ છે કે સૃષ્ટિમાં એવી કોઇપણ વસ્તુ નથી કે જે હાસ્યનુ પાત્ર ન બની શકે—પછી એ સ્વર્ગ કે નરક હોય, જન્મ કે મૃત્યુ હોય, પુણ્ય કે પાપ હોય, પ્રેમ કે લગ્ન હોય, વિજ્ઞાન કે ફ્રિલસુફી હોય. આ સર્વ હાસ્યના દેવના તીક્ષ્ણ શરના ભોગ થઈ પડે છે. બર્નાર્ડ શૉ કહે છે કે ઉપહાસ વડે નીતિને વિશુદ્ધ કરવી એ હાસ્યજનક કલાનો હેતુ છે. આ હેતુ ઉદાત્ત છે અને ઘણી યે વાર ફળિભૂત થયો છે. પરતુ એ કેટલીક વાર નિષ્ફળ નિવડે છે કારણ કે જે સારું અને ઇષ્ટ છે એનો પણ ઉપહાસ કરવામાં હાસ્ય નિરર્થક અને ક્ષુદ્ર ભાસે છે. ટુકમાં હાસ્યને પણ મર્યાદા છે અને હોવી જોઇયે. ગમે ત્હેની ગમે ત્યારે ઠઠ્ઠા મશ્કરી કરવી એ ટેવ હાસ્યવૃત્તિ નહિં

---

* સરખાવો : Laughter is a recognition of the nature of man. Laughter is divine because it is democratic. The laugh of the people is the laugh of God." (Democritus or Future of Laughter by Gould).

પણ હાસ્યવૃત્તિની ખામી સૂચવે છે. શ્રેષ્ઠ પ્રકારનું હાસ્ય જીવનનો ઉપહાસ કરતું નથી પણ જીવનને વધુ આલ્હાદજનક અને આનન્દમય બનાવવા મથે છે.

શિષ્ટ હાસ્યમાં દ્વેષ, અહંકાર કે તિરસ્કારના અંશો હોતા નથી. એવો હાસ્યરસ સૂક્ષ્મ, ચપલ અને પ્રફુલ્લ હોય છે, વિશુદ્ધ અને નિર્મલ હોય છે. સ્ટીફન લીકૉક કે રમણભાઈના હાસ્યરસ પેઠે એ હાસ્યની પાછળ ભલે એક ફિલસુફી હોય અથવા તો જેરોમ કે જેરોમ અને માર્ક ટ્વેનની પેઠે કેવળ આનન્દ ઉત્પન્ન કરવાનો જ એનો હેતુ હોય છતાં એ હાસ્ય ઊંડા નિરીક્ષણમાંથી ઉદ્દ્ભવે છે. હાસ્યરસને હમેંશ કંઈ ઉચ્ચ હેતુ હોવો જોઈયે એમ નથી.[૬] કેવળ આનન્દ અને ગમ્મત મેળવવા માટે પણ હાસ્ય હોઈ શકે છે તેમજ હાસ્યરસને સમાજ કે વ્યકિતની સુધારણાનું શસ્ત્ર પણ બનાવી શકાય છે. માત્ર જે હાસ્યનું પાત્ર હોય ત્હેના પ્રત્યે અનુકમ્પા કે મમતા દેખાડવામાં આવે તો હાસ્યરસ સફળ નથી થતો. પરંતુ આ બને પ્રકારનો હાસ્યરસ વ્યકિતજીવનના કે સમાજના ઊંડા વિરોધો અને અસંગતિયો ઉપર રચાય છે. હાસ્યરસમાં એક પ્રકારની ધારણ કરેલી સરલતા (naivette) પણ ઘણી વાર હોવી જોઇયે. આથી જ ઘણા હાસ્યરસિક લેખો ગભીરતાપૂર્વક વાંચવાથી બાલિશ લાગે છે અને એની દલીલો તદ્દન અપકવ તથા તુચ્છ જણાય છે. "ભદ્રભદ્ર" એક ખરેખરા મહા પુરુષનું જીવનચરિત્ર છે એમ સાચે જ માનનારા એક

૬ મિ. બર્ટ્રાંડ રસેલ એક સ્થળે કહે છે એમ "When people are amused by a joke, they do not need to be persuaded that it will serve some important purpose." (Roads to Freedom p. 114.)

ભોળા ગ્રહસ્થ મ્હારા જાણ્યામાં છે. "ભદ્રંભદ્ર"ને જેલની શિક્ષાની વાત વાંચીને કેટલાક સજ્જનો રડયા છે એમ પણ સાંભળ્યુ છે. આવા મનુષ્યોમાં હાસ્યની વૃત્તિ નથી હોતી એટલુ જ નહિં પરંતુ હાસ્યની અદર રહેલુ સરલતાનું તત્ત્વ તેઓ ગ્રહણ નથી કરી શકતા.

આ વિવેચન ઉપરથી આપણા હાસ્યરસિક સાહિત્યની મુખ્ય ખામીઓનો ખ્યાલ સ્હેલાઇથી આવશે. "ભદ્રભદ્ર" ની પડખે તો શું પણ એથી બીજે સ્થાને મૂકાય એવું પણ એકે હાસ્યરસિક પુસ્તક ત્યાર પછી સરજાયુ નથી. આપણા સાહિત્યમાં સ્વયભૂ અને સ્વતત્ર હાસ્યરસ અલ્પપ્રમાણમાં જ છે. કેટલાક લેખકો હાસ્યરસિક લેખકો તરીકે પ્રખ્યાત થઈ જાય છે એટલે પછી તેઓ ફાવે તેવા નિર્માલ્ય લેખો હાસ્યરસિક લેખના શિર્ષક હેઠળ ઝૂકાવે રાખે છે. હાસ્યરસની દેવી એવી સુલભ નથી એ તો ધ્યાન ધરો તો કદી દર્શન જ ન આપે જ્યારે અકસ્માત, અજાણતાં, વણમાગ્યે અને અયોગ્ય સમયે પણ સહસા અન્તરમાં સ્ફુરી આવે. આપણા સાહિત્યનો કેટલોક હાસ્યરસ તન્જૂમીઓ પણ હોય છે. અંગ્રેજી કે બીજા સાહિત્યમાંથી સૂઝેલો બધો હાસ્યરસ કઇ ઉતરતા પ્રકારનો હોય છે એમ કહેવાનો આશય નથી. રા. ધનસુખલાલ મ્હેતાના જેરોમ કે જેરોમ અને માર્ક ટવેનના કેટલાક અનુવાદ ઘણા સફળ અને ઉત્તમ પ્રકારના છે. એજ ઢબે લખેલા તેમના કેટલાક સ્વતત્ર લેખો પણ સરસ છે. શ્રેષ્ઠ હાસ્યરસ નૈસર્ગિક અને સ્વતત્ર હોય છે; આપણી પોતાની હાસ્યવૃત્તિમાંથી અને આપણા નિરીક્ષણમાંથી એ ઉદ્ભવે છે. રા રામનારાયણ પાઠક હાસ્યરસિક લેખક તરીકે જાણીતા નથી છતાં એમની "દ્વિરેફની

વાતો "માં આવા વિરલ હાસ્યરસના છાંટણા ઠેર ઠેર દેખાય છે.[૭] આ ઉપરાન્ત કેટલીકવાર આપણા હાસ્યરસિક લેખોમાં બિભત્સતા તથા અંગત કડવાશ હોય છે. આથી કહેવાનો આશય એમ નથી કે સ્ત્રી પુરુષના સંબન્ધની બધી રમુજો બિભત્સ હોય છે. દાખલા તરીકે "હાસ્યમદિર "ના પ્રસ્તાવરૂપ "હાસ્યરસ "ના નિબંધમાં 'ભવાઇ સંગ્રહ 'માંથી ટાંકેલી બાવાની વાતમાં લેશ માત્ર બિભત્સતા વગર બાવાઓની લપટતાનો સરસ ઉપહાસ છે.[૮] પરતુ એ શૈલીની કુશલતા સૂચવે છે એટલુ જ નહિં પણ લેખકના મનની વિમલતા તથા મર્યાદાનું ભાન પણ દાખવે છે. સામાન્ય વાતચિતમાં તો આપણામાં એમજ ગણાય છે કે સ્ત્રી પુરુષના સંબન્ધ વિશે ગમે તેટલી ખુલ્લી અને બિભત્સ મસ્કરી (sex-jokes) કરવી એનું નામ જ રમુજ. આ મસ્કરીમાં હાસ્યરસ નહિં પરતુ મનુષ્યની દબાઇ રહેલી મલિન ભાવનાઓ જ પ્રદર્શિત થાય છે. પરંતુ આવી હલકી રમુજો જ્યારે સાહિત્યમાં પણ પ્રવેશ પામે છે ત્યારે સુરૂચિનો ભંગ જ થાય છે. વળી એમ પણ નથી કે કોઇ વ્યક્તિપર કટાક્ષ કરવો એ અનુચિત છે. ઇંગ્લંડનું "પચ" દર અઠવાડિયે આખા સમાજનો અને સર્વ પ્રખ્યાત સ્ત્રી પુરુષોનો ચિત્રોદ્વારા, ટૂચકાદ્વારા, લેખો અને કાવ્યોદ્વારા ઉપહાસ કરે છે. આમાં કંઇ પણ અયોગ્ય નથી. ઉલ્ટું બર્ન્સની 'સૂજનજૂની' કડીનો બોધ છે કે

---

૭ "કટાક્ષમય દૃષ્ટિ" એ શિર્ષક હેઠળ રા. પાઠકના આ પુસ્તકનું અવલોકન "કૌમુદી "મા પ્રગટ થયેલું તેમાં આ પ્રશ્ન વધુ વિસ્તારથી ચર્ચ્યો છે.

૮ જુવો "હાસ્ય મંદિર" પૃ. ૭૨—૭૪.

" Would to God the gift he give us
To see ourselves as others see us ! "

આવા નર્મ ઉપહાસને લીધે હાસ્યપાત્ર બનેલાને પણ પોતાની ઊણપો કે ભૂલો જાણવાની તક મળે છે પરતુ એ અસંભવિત હોય તો પણ જ્યાં સૂધી એવા કટાક્ષમાં દ્વેષભાવ કે કડવાશ ન હોય ત્યાં સૂધી એમાંથી નિર્મલ આનન્દ મેળવી શકાય છે. અલબત્ત આમાં મર્યાદાનું ઉલ્લઘન ક્યારે થાય છે એ નિર્ણય કરવો કઠણ છે અને એ વ્યક્તિની પોતાની રૂચિ કે વૃત્તિ પર આધાર રાખે છે. પરતુ એ તો દરેક કલામાં એવી મુશ્કેલી આવે છે.

પ્રતિકૃતિ ( parody )ના ગુજરાતી સાહિત્યમા કેટલાક સરસ નમુના છે રા. મોટાલાલનુ " પ્રભાતનો તપસ્વી "; રા. ધનસુખલાલ મ્હેતાનું " અંધકારનું દર્શન અને અદર્શન "; એમની એક " ઐતિહાસિક નવલકથા " તથા કાઠિયાવાડી દૂહાઓનાં પ્રતિકાવ્ય; રા. મુનિકુમાર ભટ્ટનું " ગધેડીઆ ખેતર ", રા. રામુ ઠક્કરનુ " આવતી કાલનાં લોકગીત "; " ગુજરાત " મા એકવાર પ્રગટ થયેલી " ગ્રામ્ય ગીતા "; રા ધૂમકેતુનો " દીવાવાળો " વગેરે કેટલાક પ્રથમ પક્તિના લેખો છે.[૯] કોઇ લેખકની શૈલી, એનાં લાક્ષણિક તત્ત્વો, કોઈ કવિની ઢબ, કૃત્રિમતા કે શબ્દાડમ્બર ઇત્યાદિ સર્વપરથી પ્રતિકૃતિ થઇ શકે છે.

હાસ્યરસિક લેખોમાં બીજી એક મુશ્કેલી એ છે કે એવા લેખો ઘણીવાર પ્રાસંગિક ( topical ) હોય છે. એ લખાયા હોય ત્યારે જોસભેર ચર્ચાતા વિષયો અને બનાવો વિશે એમાં

---

૯ આ સપૂર્ણ ટીપ નથી, માત્ર ઉદાહરણ તરીકે જ દાખલા આપેલા છે. બીજા સુન્દર દૃષ્ટાન્તો પણ મળી આવે એ નિઃસંશય.

કટાક્ષ કે ઉપહાસ હોય છે જેમાં તે વખતે વાંચનારને ઘણો રસ પડે છે પરંતુ બે કે ત્રણ વર્ષમાં એનું મૂલ્ય ઘટી જાય છે. પ્રચલિત પ્રશ્નો સનાતન કોયડાઓ નથી અને વર્તમાન પ્રસંગો સદા કાળ રસિક નિવડવાના નથી. છતાં આવો હાસ્યરસ નિરુપયોગી નથી. જેમ ઇતિહાસ છતાં વર્તમાનપત્રો અસ્તિત્વ ભોગવે છે અને ઉપયોગી હોય છે એમ આવો પ્રાસંગિક હાસ્યરસ પણ સમયપૂરતો ઉપયોગી છે. બર્નાર્ડ શૉ તો એક સ્થળે કહે છે કે જે પ્રાસંગિક છે એ જ ચિરસ્થાયી છે. પરંતુ આ અત્યુક્તિભરેલા વચનમાં સત્યનો કંઇક અંશ છે અને પ્રાસંગિક ટીકામાં પણ ભવિષ્ય વાસ્તેનું બોધદાયી તત્ત્વ રહેલું હોય છે. છતાં દૈનિક પત્રના અગ્રલેખોનો કોઇ સંગ્રહ કરાવીને છપાવે અને એ જેવો અપ્રસ્તુત તથા અરસિક લાગે એવો જ પ્રાસંગિક હાસ્યરસિક લેખોનો સંગ્રહ જણાય. અલબત્ત ઘણા લેખોમાં પ્રાસંગિક બનાવો વિશે ઉલ્લેખો આવે એ અનિવાર્ય છે.

હાસ્યરસ જેમ દ્વેષવિહીન અને નિર્મલ હોવો જોઇયે એમ દુઃખવિહીન અને કષ્ટવિહીન પણ હોવો જોઇયે. કોઈ ખુરસી પર બેસવા જતું હોય ત્હેને ખસેડીને પાડી નાંખવો, ખુરસીમાં ટાંચણી ભરાવવી, કોઇના પાણીમાં મીઠું નાંખવું, જોડામાં કાંકરા ભરવા એવી એવી રમુજો–અંગ્રેજીમાં જેને practical jokes કહે છે એવી–કંઈ બહુ ઉચ્ચ પ્રકારની નથી હોતી. આપણે બાલક હોઇયે ત્યારે અથવા ઉમ્મરે મ્હોટા થયા છતાં પણ બાલકની વૃત્તિ જ ધરાવતા હોઇયે તો આવી મશ્કરી ગમે છે. એવી જ રીતે કોઇ જાડો માણસ કેળાંની છાલપરથી લપસી પડે તો આપણાથી હસ્યા વગર રહેવાતું નથી. આમાં નિષ્ઠુરતાનો અથવા તો બાલિશતાનો અંશ ભલે હોય છતાં જ્યાં સૂધી એ

પુરુષને ઇજા ન થઇ હોય ત્યાં સુધી એ ગમ્મત નિર્દોષ છે. છતા આવા પ્રકારની ઠઠ્ઠા મશ્કરીમા ઉચ્ચ પ્રકારનો હાસ્યરસ તો નથી જ શારીરિક ગલગલિયાં કરવાથી ઉપજતુ હાસ્ય અને માનવજીવનની ગૂઢ અસગતિયોના ભાનથી ઉપજતુ હાસ્ય એક પ્રકારનાં કેમ કહેવાય? દુ:ખ અને મૃત્યુ વિશેની રમુજો પણ કોઇવાર જરા નિષ્ઠુર લાગે છે. ઉદાહરણ તરીકે આ વાર્તા લ્યો:

એક ગામમા મારામારી થઇ અને પછી એક માણસનુ માથુ ફુટી ગયુ અને મરણ પામ્યો સ્મશાને ગયા પછી ચિતા બળતી હતી ત્યારે ડાઘુમાંથી એક જણે બીજાને કહ્યું: " માણસ ભાગ્યશાળી બહુ! આખ બચી ગઇ! "

આ વાત રમુજી ટૂચકા તરીકે કઇ ખોટી નથી માણસ મરી જાય પછી એના અંગનો એક ભાગ બચી જાય એથી ખુશી થવું એ એક પ્રકારની મુર્ખાઇ છે અને આ મુર્ખાઇમાંથી હાસ્યની નિષ્પત્તિ થાય છે. જો કે મરણ પ્રસંગનાં આપણા ઘણા ખરા રૂઢિ નિર્મિત અને વ્યવહારૂ આશ્વાસનમાં પણ આવી જ મૂર્ખતાનો અંશ હોય છે પરતુ મૃત્યુ પામેલો માણસ, એની ચિતા, ડાઘુ, સ્મશાન એ સર્વ વાતાવરણ અને ભૂમિકાનુ ચિત્ર ખડુ કરતી આ રમુજ ઘણાને અરૂચિકર નિવડે એ સંભવિત છે આથી વિરુદ્ધ કેટલાક મૃત્યુની પણ હાંસિ કરવાના પક્ષમા હોય છે પણ એ પોતાના અન્તરમાં ઊંડી ઊંડી રહેલી ભીતિ દબાવી દેવા માટે પણ હોય

આ કથા ઉપરથી રમુજી ટૂચકા કહેવાની પૃથાનો વિચાર આવે છે. પશ્ચિમના દેશો પેઠે આપણે ત્યાં એ પ્રણાલી હજી સામાન્ય નથી. ત્યાં તો ખાણા વખતે, ખાણા પછી વગેરે અનેક પ્રસંગે ટૂચકા કહેવાનો રિવાજ થઇ પડયો છે. આપણે

ત્યાં લગ્ન પ્રસંગે અમુક ચોક્કસ પ્રકારની ( stereotyped ) મશ્કરી કરવાનો રિવાજ છે. બાકી સામાન્ય રીતે આપણે ત્યાં જેઓ રમુજી વાતચિત કરવામાં પ્રવીણ ગણાય છે તેઓ કાં તો બિભત્સ વાતો કહીને હાસ્યના આચ્છાદન હેઠળ પોતાનો તથા સાંભળનારાનો વિકાર પોષે છે અથવા તો બહૂ જ પુરાણી, ચવાઇ ગએલી અને કટાઇ ગયેલી રમુજો જે વિલાયતના છાપામાં ૩૦ વર્ષ પર અને 'ગપસપ' આદિ પારસી પત્રોમાં પચ્ચીસ વર્ષ ઉપર પ્રગટ થયેલી તે કહે છે. હજી પણ "To Be Let" પાટિયા ઉપરથી "ટૉબ્લેટ" સાહેબના બહુ બંગલાઓ છે એમ લાલિયાએ ધારેલું એ રમુજ સાંભળવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થાય છે: હજી પણ કોઈ સ્ટેશનેથી ટ્રેન ઉપડે ત્યારે એંજીન પાછો ધક્કો મારે ત્યારે "હવે આપણે પાછા ચાલ્યા" એમ કહેવાનું શૌર્ય ધરાવનારા લોકો પણ પડયા છે. વળી આવા કેટલાક ટૂચકાઓમાં તો બિલ્કૂલ હાસ્યરસ હોતો નથી પરતુ માત્ર મ્હોટા માણસની વાત હોય છે એટલે વિનયને ખાતર બધાને હસવું પડે છે. દાખલા તરીકે:

મહારાજા સાહેબ બહૂ જ ગમતી સ્વભાવના ! એક દિવસ એમના કારભારીને કહે "અલ્યાભાઇ ! પેંડા લાવ પેંડા—જરા ખાઇયે." કારભારીએ તપાસ કરીને કહ્યું કે ઘરમાં પેંડા નથી. મહારાજા કહે "કઇ નહિ ત્યારે ! લ્યો આ પેંડા ખાધા વગર બેઠા !" આ હાજર જવાબી ટૂચકો સાંભળતાંને વાર મહારાજાના વફાદાર પ્રજાજનોએ હાસ્યથી ગુગળાઇ જવું એ એમનું કર્તવ્ય છે. આવા રમુજી ટૂચકાઓ કહેવાની રીત પણ વિવિધ પ્રકારની હોય છે. કેટલાક લોકો વાત કહેતાં પ્હેલાં પોતાની રમુજ ઉપર ખૂબ હસી લે છે જેથી બાકીના સર્વે મૂઢ થઇને આશાભર્યાં નયને એમની સ્હામું જોઇ રહે છે. કેટ-

લાક લોકો પોતાની વાત પૂરી કરતાંને વાર જ ખડખડાટ હસી પડે છે જેથી વિનયને ખાતર શ્રોતૃવર્ગને એમાં સામેલ થવું પડે છે કેટલાક મરણના સમાચાર કહેતા હોય એવા દુઃખી ચ્હેરે અને આર્ત સ્વરે રમુજી વાત કહી સંભળાવે છે. ઘણીવાર કોઇ મનુષ્યના હાસ્યપરથી એના ચારિત્ર્ય વિશે આપણે અટકળ બાંધી શકીએ છિયે નિખાલસ હૃદયના માણસો ઘણુંખરું ખડ-ખડાટ અને છૂટથી હસે છે; વિષયી માણસોની વાસના એમના હાસ્યમાં પણ પ્રગટ થઇ જાય છે; અભિમાની લોકો બહુ ગર્વથી અને પ્રતિષ્ઠા જાળવીને હસે છે. કેટલાક લોકો હસી જ શકતા નથી એમને શેક્સપિયરે સંગીતવિહોણા મનુષ્ય માટે જે વિશેષણો વાપર્યાં છે એ ઘણીવાર યોગ્ય લાગે છે[૧૦]

સાચી વાત એ છે કે આપણે જોઇયે તેટલુ હસતા નથી. પરદેશથી આવતા ઘણા પ્રવાસીઓ તથા હિન્દુસ્થાનમાં વસતા ઘણા પરદેશીઓનુ ધ્યાન આ વસ્તુસ્થિતિ તરફ ખેંચાયુ છે ટ્રેનમાં, ટ્રામમાં, રસ્તાપર, સ્ટેશનના પ્લેટફૉર્મ પર કે સભામાં હર્ષના ઉન્માદથી ઉદ્ભવતુ બિન–જવાબદારી અને આનન્દપૂર્ણ હાસ્ય આપણા દેશમાં કેટલુ અલ્પ પ્રમાણમા હોય છે! બર્મામાં ત્યાની સ્ત્રીઓ કેવું ખડખડાટ હસે છે એ જોઇયે ત્યારે આ ભેદનો અને ખામીનો ખ્યાલ આવે છે. આ સ્થિતિના કારણો ગમે તે હોય બંગાળના એક માજી–ગવર્નરે આ પ્રસન્નતા ન હોવાનાં કારણો વિશે લબાણથી વિવેચન કર્યું છે.[૧૧] એના

---

૧૦ " The man that hath no music in himself
Nor is not moved with concord of sweet sounds,
Is fit for treasons, strategems and spoils.
The motions of his spirit are dull as night
And his affections dark as Erebus."

૧૧ India : A Bird's Eye-View by Ronaldshay.

કારણભૂત કર્મ અને વિધિની ભાવના હિન્દુ માનસમાં દૃઢ કરનાર હિન્દુ ફિલસુફી હોય કે દરિદ્રતા હોય કે અસંખ્ય રોગોને લીધે થઈ ગયેલી શારીરિક નબળાઈ હોય પરંતુ એ હકીકત ખોટી નથી. હાસ્ય આપણા રાષ્ટ્ર માનસમાં અને રાષ્ટ્ર જીવનમાં ગૌણ સ્થાન જ લે છે. આથી જ એક આઈરિશ મિત્રે મ્હને કહ્યું હતું કે હિન્દના લોકોને જો સ્વતંત્ર થવું હોય તો એમણે હસતાં શીખવું જોઈએ. અંગ્રેજોનો આત્મસંતોષ, અંગ્રેજ રાજ્યનેતાઓનો ઢોંગ, ઈંગ્લંડની પ્રજાનો મદ એ સર્વ હાસ્યાસ્પદ નથી? અને એ સર્વને આપણે હાસ્યના વિષય બનાવી ન શકીએ? એક લાંબા દલીલપૂર્વક ભાષણથી વિરોધીની પ્રતિષ્ઠાની જાળ કે એનો અહંકાર નષ્ટ પામતાં નથી એટલાં હાસ્યના એક તીક્ષ્ણ બાણ વડે એ વીંધાઈ જાય છે. એ તો અનુભવસિદ્ધ છે કે એંગ્લો–ઈંડિયન પત્રો તથા સરકારના પ્રતિનિધિઓ આપણા રાષ્ટ્રીય સચલનનો પ્રથમ તો કટાક્ષ અને ઉપહાસનાં શસ્ત્ર વડે સંહાર કરવા મથે છે. અસહકારના આરમ્ભમાં લૉર્ડ ચેમ્સફર્ડે એને "most foolish of foolish movements" કહી એની હાંસિ કરી હતી એ સુવિદિત છે. આપણી ગુલામી વૃત્તિ અને વિવિધ પ્રકારના મોહ તોડવા માટે પણ હાસ્ય ઉત્તમ ઉપાય છે. અંગ્રેજો પણ આપણા જેવા જ મનુષ્યો છે, તેઓ અત્યારે આપણા પર રાજ્ય કરે છે અને આપણા કરતાં ઘણી રીતે વ્હડીઆતા છે એ ગ્રહો કે નક્ષત્રોના બલને લીધે નથી, એમાં પ્રારબ્ધનો કે વિધિનો દોષ નથી પણ દોષ છે આપણો પોતાનો અને આપણી નૈતિક નિર્બળતાનો એ સત્ય હાસ્યની સહાયથી વિવિધ રીતે દર્શાવી શકાય. એટલે કે આપણે હસવું આવશ્યક છે: પણ તે માત્ર ઈંગ્લંડ કે સરકારનો ઉપહાસ કરવા પૂરતું જ નહિં. આપણે આપણા પોતાના ઉપર હસવું

પણ જરૂરનું છે. આપણા નિરર્થક અને તુચ્છ ઝગડાઓ, ખોટી શબ્દજાળો અને મિથ્યા વાગ્યુદ્ધો, આપણા જ નેતાઓના વર્તન અને વચન વચ્ચેના ભેદ, ઢોંગ વગેરે આપણા સમાજના દૂષણો, આપણા મનની ક્ષુદ્રતા, સ્વાર્થવૃત્તિ, મિથ્યાભિમાન, ઈર્ષ્યા આ સર્વ ઉઘાડાં પાડવા માટે હાસ્ય સહાયે આવી શકે. આ વાસ્તે આપણી અસત્ય મૂર્તિયો ભાગનાર એક બર્નાર્ડ શૉ જોઈયે જે આપણી સન્મુખ એક સરસ દર્પણ રજુ કરે. કારણ કે સાચી હાસ્યવૃત્તિને પરિણામે નમ્રતા ઉદ્‌ભવે અને અહંકાર નષ્ટ પામે; વિચારમાં અને વર્તનમાં સમતોલતા આવે અને સપ્રમાણતા તથા સૌષ્ઠવ વધે; બુદ્ધિના વ્યાપારમાં પણ પ્રમાણિકતા અને વિચારવિનિમયમાં સરલતા આવે

ફ્રાન્સમાં પ્રગટ થતા એક પત્રનો મુદ્રા લેખ છે કે “હું સર્વનો ઉપહાસ કરવા આતુર છું કારણ કે નહિ તો મ્હને એ સર્વથી રડવુ આવે.” બધા હાસ્યમાં આવી કરુણતા છૂપાઈ છે,[૧૨] બધાં આંસુઓ હાસ્યમાં શમે છે જીવનનો ઉપહાસ કરનારા પણ જો સહૃદય હોય તો માનવજાતિને ચ્હાય છે. મનની જાળને ભેદી નાંખે એવી શક્તિ, દુરાગ્રહ અને પક્ષપાતના અંધકારને છેદી શકે એવી એની જ્યોતિ છે. ઘણા હાસ્યાસ્પદ પ્રસંગો પ્રતિકૂલ હોય છે; ઘણા ખરા પ્રતિકૂલ સંજોગોને હાસ્યનો વિષય બનાવી શકાય. જ્યારે કોઈ સંજોગની પ્રતિકૂલતા સહન ન થઇ શકે ત્યારે એના હાસ્યજનક અંશ પ્રતિ આપણુ લક્ષ ખેંચાય છે. આપણી અશાન્ત અને વિહ્વલ બનેલી લાગણીઓ એ મુક્તિના દ્વારમાથી હાસ્યના ઉચ્ચ પ્રદેશમાં ઉડી જાય છે. પ્રસંગમા કઇ રમુજ બનતુ નથી પણ આપણે એને હાસ્યજનક બનાવીને અસહ્ય વાતાવરણમાંથી પણ

૧૨ સરખાવો શેલીની પ્રસિદ્ધ કડી: “our sincerest laughter with some pain is fraught”

આનન્દ ઉપજાવિયે છિયે. એ પ્રસંગના હાસ્યજનક તત્ત્વનું આપણને ભાન થાય છે એમ નથી કારણકે ઘણીવાર તો એ પ્રસંગને આપણા જ હાસ્યના રંગે આપણે રંગીએ છિયે. આ પરિણામ આપણી વૃત્તિ પર આધાર રાખે છે. જ્યારે ઘણા માણસો પોતાના દુર્ભાગ્ય વિશે દુઃખ કરે છે અથવા કોઇ ન્હાના બનાવથી આકૂળ થઇ જાય છે કે ક્રોધથી ભરાઈ જાય છે ત્યારે હાસ્યરસિક મનુષ્યને તો એમાં પણ જીવનની અસંગતિનું ભાન થતાં હસવું આવે છે. ગાંધીજીએ સદ્ગત તિળક માટે એક વાર કહ્યુ હતું કે "વિનોદ શક્તિ લોકમાન્યમાં ન હોત તો તેઓ ગાંડા થઇ જાત." લોકમાન્ય કે ગાંધીજી જેટલો રાષ્ટ્રભારનો બોજો આપણે નથી ઉચકતા છતાં દુઃખ વિસરાવે એવી થોડી ઘણી વિનોદવૃત્તિ વગર આપણે પણ ઘેલા જ થઇ જઇયે. આવા જ કારણથી મેકડૂગલ કહે છે કે કષ્ટથી અત્યત અનુકમ્પા થતાં અટકાવવાનુ એક સાધન એ હાસ્ય છે. આમ હાસ્યરસ અને કરુણરસ જીવનમાં ઘણીયે વાર અને ઘણી રીતે સંકળાયેલો છે. હાસ્યના આંસુ અને શોકના આંસુ વચ્ચે આપણે ધારિયે છિયે એટલું અન્તર નથી. સર્વ મનુષ્યમાં જેમ હાસ્યનો અંશ વધતા ઓછા પ્રમાણમાં હોય છે એમ કરુણતાનો પણ હોય છે: લોકકથાઓમાં ગંભીર દુઃખ અને ગ્રામ્ય ગમ્મત બંને હોય છે. મિ ચેસ્ટરટન કહે છે એમ "exhilıration can be infinite like sorrow; a joke can be so big that it breaks the stars. By simply going on being absurd, a thing can become god-like; there is but one step from the ridiculous to the sublime."[૧૩]

---

૧૩ Charles Dicken by G. K. Chesterton p. 15. કોઇ વર્ષો પર ઇંગ્લંડના પ્રખ્યાત નટ સર હર્બર્ટ ટ્રીનો "English

હાસ્યની શક્તિ આવી વિરલ છે. જીવનની ક્ષણિકતા અને અનેક ન્હાની મ્હોટી આપત્તિયો, જિંદગીની નિરાશા, પરાજય અને દુઃખ એ સર્વને વિસરાવી દે એવું દિવ્ય એનું બલ છે. પ્રકૃતિ પણ જ્યારે ઉલ્લાસમા હોય ત્યારે આપણને હસતી નથી ભાસતી? પૂર્ણિમાનો ચન્દ્ર હસે છે અને એની આલ્હાદજનક કૌમુદી પૃથ્વીપર હાસ્ય રેલાવે છે એ કવિની સામાન્ય કલ્પના છે.[14] વિદ્યુતરૂપી હાસ્ય અને ગર્જનારૂપી હાસ્યના ધ્વનિ સાથે પ્રકૃતિ પણ અટ્ટહાસ્ય કરે છે એવુ ચિત્ર કવિ દોરે છે પક્ષીઓનો કલરવ ઘણીવાર આલ્હાદનો ધ્વનિ હોય એવું લાગે છે પણ એ ખરેખર હસે છે કે નહિ એ મ્હને ખબર નથી પ્રાણીઓ કોઇક વાર હસતાં હોય એમ જણાય છે ઊંટ હસતુ પ્રાણી છે એમ કોણ જાણે શાથી મ્હને લાગે છે બ્રહ્માંડનુ ગીત હોય તો એ પણ હાસ્ય હશે કારણ કે સૃષ્ટિ એક ક્રીડા જ છેને ! બાલકો નિદ્રાવશ હોય ત્યારે હસે છે તે સ્વપ્નમાં પરીઓ કે દેવના દૂતો એમની સાથે વાત કરે છે તેથી એવી અંગ્રેજીમાં એક ઉક્તિ છે, અને એ અયોગ્ય નથી હાસ્ય આ દુઃખી સૃષ્ટિ ઉપર સ્વર્ગ સરજવા મથે છે અને કોઇ દિવ્ય લોકની ઝાંખી કરાવે

---

Review "મા 'The Humour of Tragedy" નામનો એક લેખ વાચ્યાનું સ્મરણ છે જેમા શેકસપિયરના કરુણ રસિક નાટકોમાથી ઓગે દેખાડયુ હતુ કે તેમા ઘણી કરુણ ક્ષણે હાસ્યના છાટણા છે.

૧૪ સરખાવો (ક) હસે આકાશે ચન્દ્રમા, તારા હસે
મને સાભરે આપણી રાત સખી ! (કાન્તનુ 'આપણી રાત')
(ખ) શૂન્ય નગરી નિરખી નિરખે હાસિ છે પૂર્ણ ચન્દ્ર
(રવીન્દ્રનાથનું અભિસાર')
(ગ) પૂર્ણિમા નિશીથે જખે દશ દિશે પરિપૂર્ણ હાસિ
(રવીન્દ્રનાથનું 'ઉર્વશી')

છે. હાસ્ય મનથી પણ પૂરેપૂરું ગ્રહણ ન થઇ શકે એવું સૂક્ષ્મ અને તોફાની તથા મસ્તીખોર છે એટલે એની સ્પષ્ટ વ્યાખ્યા આપવી કે સંપૂર્ણ મીમાંસા કરવી એ કઠણ છે. પરંતુ જે માનસ અને સંજોગોમાંથી એ ઉદ્ભવે છે એમાં જીવનની મીઠાશ અને આવેગ બને વસેલાં છે. આપણી ભગીરથ અભિલાષા અને ક્ષુદ્ર કાર્યસાધના વચ્ચે જે અદ્ભુત વિરોધ રહેલા છે, આજની ઉત્કટ અને વ્યગ્ર ચિન્તાઓ જે આવતી કાલે ગૂઢ વિસ્મૃતિમાં વિલુપ્ત થઇ જાય છે, જીવનની અસંખ્ય વિપત્તિયો જે કાલના મહા ઓઘમાં પ્રશાન્ત બની જાય છે, એ સર્વ ગાઢ અસંગતિયો પર હાસ્ય રચાયેલું છે. બાલકપણની તુચ્છ તકરારો યાદ કરતાં મ્હોટી ઉમ્મરે આપણને આંસુ આવે છે અને હસવું પણ આવે છે એમ જીવનના ત્વરિત પ્રવાહમાં હર્ષ અને શોકનો સંગમ સદાયે થયા કરે છે. સૃષ્ટિમાં જેમ દુ:ખ અને આનન્દ, કષ્ટ અને ઉલ્લાસ અનન્તકાળથી સકળાયેલાં છે એમ હાસ્ય અને કરુણતા એકરૂપ થઇ જાય છે. પ્રકૃતિ ઉપર કદાચ મનુષ્યનો આ જ વિજય હશે. કોઈ ક્રૂર વિધિએ આંસુ પાડવા માટે હતભાગી મનુષ્યને સરજ્યો હોય તો પણ અપૂર્વ ક્ષમાથી મનુષ્ય એના બદલામાં સૃષ્ટિમાં હાસ્ય સરજીને અને રેલાવીને એક દિવ્ય અર્પણ ત્હેને ચરણે ધરે છે.[૧૫]

---

૧૫ Stephen Leacockની "Further Foolishness"માં "Humour As I see It" તેમજ C. G. Tottenthamનું "Psychology of Laughter" આ નિબંધ તૈયાર કરવામા મ્હને ઉપયોગી થયા છે. આ નિબધનો કેટલોક ભાગ અમદાવાદમાં "મિજલસે ફિલસુફાન"ની એક સભામા પ્રાર્થના સમાજના હૉલમાં ૨૯મી ઑક્ટોબર ૧૯૨૯ને દિવસે વાંચી સંભળાવ્યો હતો.

# વ્હેલા ઉઠવા વિશે

यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ।

નિશાળમાં આપણે ઉદ્યમ વિશે પાઠ ને કવિતા વાંચતા અને ગોખતા. નવુ નવુ સસ્કૃત શીખતા ત્યારે સધિના કઠણ નિયમોની અને વિભક્તિનાં રૂપોની ગુચથી ત્રાસ પામી, કોઇક વધુ રસિક વિષય તરફ મન વાળવા, ઉદ્યોગ વિશેના વસન્તતિલકા છન્દમાં રચાયલા શ્લોકો મ્હોએ કરતા. વધુ મ્હોટા થઇને ઇતિહાસ કે સમાજશાસ્ત્ર વાંચતા ત્યારે ઋતુની જાતિ પર શી અસર થાય છે એ બાબત વિદ્વત્તાભરી ચર્ચા કરતા; અને કહેતા કે પશ્ચિમની પ્રજાઓ એ દેશની ઠંડીને લીધે ઉદ્યોગી છે, અને આપણા દેશમાં ગરમી પડવાથી આપણે આળસુ રહી ગયા છિયે. આ કૈં કેવળ આત્મસતોષ સારુ ન્હોતા કહેતા. વળી પાશ્ચાત્ય જ્ઞાન કેવું સરસ રીતે ગ્રહણ કર્યું છે એમ દેખાડવા એક અનુભવસિદ્ધ દલીલ પણ કરતા કે 'આપણે પણ શિયાળામાં કેટલું વધારે કામ કરી શકીએ છિયે: આપણને પણ ઉન્હાળામાં કેવી સુસ્તી લાગે છે!'

પરંતુ આવી દલીલ કરનારાઓ ઉનાળા દરમિયાન જ આવી દલીલ કરે છે એવો મ્હારો નમ્ર અભિપ્રાય છે. કવિઓ કહે છે કે વર્ષાઋતુમાં સ્નેહની લાગણી તીવ્ર થાય છે પરંતુ વાદળાં ઘેરાયાં હોય તે વખતે આળસ પણ કંઈ ઓછું પ્રિય નથી લાગતું. મલ્હાર રાગનાં ગીતોમાં પણ ઘણુંખરું પ્રિયજનના ઘેર પાછા ફરવાની જ વાત હોય છે, એનરોમાં જવાની નહિ, એ જ દેખાડે છે કે પ્રાચીન કાળથી ચોમાસું નિવૃત્તિ માટે જ સર્જાયું છે. અને શિયાળો? ખુબ ટાઢી પડતી હોય છતાં સવારે કે કામ પ્રસંગે બહુ વ્હેલા ઉઠવું પડે એ કારમું લાગે છે તે કોણ નથી જાણતું? કેટલાક ડાહ્યા લોકો કહે છે કે 'એ તો શરુઆતમાં જરા અણગમો આવે. ઉઠ્યા પછી તો ઘણી પ્રફુલ્લતા રહે!' પણ આ તો જુની દલીલ છે. ઉગ્ર અપવાસ કરનાર પણ કહે છે કે 'એક વાર અપવાસ કરી જુઓ; પછી ભુખ પરના સંયમથી કેટલો સંતોષ થાય છે એ ખબર પડશે.' કોણ જાણે મનુષ્યસ્વભાવનું એ કેવું યે લક્ષણ હશે કે જાતે હેરાન થયા પછી દરેક માણસ બીજાને પણ હેરાન થવાની જ સલાહ આપે છે; એટલું જ નહીં પણ પોતાની ભૂલને નૈતિક રૂપ પણ આપે છે! ઉઠીએ પછી ઉઠવાની વાતોને! પરંતુ ઉઠવાની પ્રવૃત્તિ શું એવી સ્હેલી ને નજીવી છે? કેટલીકવાર તો બીછાનામાંથી ઉઠવાનો પ્રયાસ પણ થઈ શકતો નથી. રાતના સુવા જઇએ ત્યારે અથવા તો બીજા વ્હેલા ઉઠનારની વાતો સાંભળિયે ત્યારે મળસ્કા માટે બહુ માન થાય છે. કવિઓ એને ઉષા કહે છે એ પણ મારી જાણ બ્હાર નથી. (રા. ન્હાનાલાલ કવિની 'ઉષા' પણ એ જ કારણસર વાંચી હતી. પરંતુ એમાં ઉષાનું વર્ણન કે એ વખતના આનન્દ વિશે કે ન્હોતું. ઉષા જોવા માટે શી રીતે વ્હેલા ઉઠવું, એને વિશે પણ

એકકે સૂચના ન્હોતી. બાકી, ઉષાના સમયે ઉઠીને આનન્દ કરવાની ઇચ્છા, ઉષા આવે છે ત્યારે સહસા ઉડી જ જાય છે એ પણ 'સૃજનજીના' કથા નથી?) એ વર્ણનો પરથી સૂર્યોદયનો સુન્દર દેખાવ, પ્રાતઃકાળમાં પક્ષીઓનો મીઠો કલકલાટ, ચરવા જતાં ઢોરોનો પગરવ, કામે જતા ખેડુતો અને મજુરોનાં સાદાં ને મધુર ગાયનોના નાદ, દૂરનાં ઘરોમાં ચાલતી ઘટીઓના અવાજ ઇત્યાદિ જોવા અને સાંભળવા માટે તીવ્ર ઉત્કંઠા સૌ કોઇને થાય એ સ્વાભાવિક છે. રાતે સુતી વખતે એ સર્વ આંખ આગળ તરે છે, ને વ્હેલા ઉઠવાના લાભ ગણતા ગણતા આપણે નિદ્રાવશ થઇ જઇએ છિયે પરતુ પરોઢીએ સ્થિતિ બદલાઇ જાય છે આગલી રાતે ગણેલા વ્હેલા ઉઠવાના ફાયદા આપણે ફરી સંભારતા જઇએ છિયે, પણ એ સાંભળવા આપણી આંખો ઉઘાડી રહેતી નથી. કારણકે એ વખતે પ્રભાતનુ સૌન્દર્ય બીછાનાની સ્વચ્છતા કરતાં ઉતરતુ લાગે છે. 'આંખો બંધ કરીને પણ એ ફાયદા ન ગણાય?' એમ આપણે વિચાર કરીએ છિયે. હમેંશ વ્હેલા ઉઠનારને કે સૂર્યોદયના સૌન્દર્યની કીમત રહેતી નથી એમર્સને કે કોઇકે કહ્યુ છે ને, કે તારાઓ જો વર્ષમાં એક વાર દેખાતા હોત તો મનુષ્યો કેટલા આશ્ચર્યથી ને ભીતિથી એને જોઇ રહેત? પરતુ પ્રભુની એ અસંખ્ય આંખો હમેંશ રાતે દેખાય છે, એટલે ઘણા તો એની સ્હામું પણ જોયા શિવાય આ દુનિયામાંથી ચાલ્યા જાય છે. વ્હેલા ઉઠવાનું પણ એવું જ નથી? હમેંશ વ્હેલા ઉઠવામાં શું મહત્ત્વ કે શી ખુબી છે? હમેંશ મોડો ઉઠનાર કોઇક દિવસ વહેલો ઉઠે છે તો એને ઉષા વધુ પ્રિય નથી લાગતી? આમ દલીલ કરતાં આપણે ઠંડીના વિચાર માત્રથી ધ્રુજીએ છિયે ને શાલ કે રજાઇને શરીર પર વધુ દાબીએ છિયે. અને એટલીવારમાં તો આંખો મીંચી જાય

છે. વળી મોડા ઉઠનારથી ક્વચિત્ વ્હેલા ઉઠી જવાય છે તો તેનું મહત્ત્વ કેટલું વધે છે! ઘરમાં એક મ્હોટો બનાવ બન્યો હોય એમ બધાને લાગે છે, અને આ અસાધારણ બનાવનું કારણ સૌ કોઇ પૂછે છે. પરંતુ જેને વ્હેલા ઉઠવાની ટેવ જ પડી ગઇ હોય છે એ મોડો ઉઠે તો બધાની નજરે ચ્હડે છે. પોતે મોડા ઉઠવાનાં કારણો કેટલા લંબાણથી ને લાગણીપુરઃસર એણે સમજાવવાં પડે છે? પોતાનાં ગૌરવ ને મોભો જાળવવા એને બિચારાને મને–કમને ઉજાગરો વેઠ્યો હોય કે મોડેથી ઉંઘ આવી હોય તોપણ વ્હેલા ઉઠવું પડે છે. તે ઉપરાંત વ્હેલા ઉઠવામાં એક નૈતિક ગેરલાભ પણ છે. શાસ્ત્રોમાં કહેલું છે કે અહંકારથી માણસની પડતી થાય છે. પરંતુ વ્હેલા ઉઠનારા જલ્દીથી અભિમાની થાય છે એવો સાર્વજનિક અનુભવ છે. પોતાના પછી ઉઠનારાઓ માટે એમને એક પ્રકારનો તિરસ્કાર થવા સંભવ છે. જે બિચારો સ્હેજ મોડો ઉઠ્યો હોય એની ઉંઘવાળી આંખો ને સુસ્ત ચ્હેરો જોઇ વ્હેલા ઉઠનાર લોકો એની પર હસે છે. જાણે પોતે વ્હેલા ઉઠવામાં કૈંક પુણ્ય કર્યું હોય કે જીત મેળવી હોય, અને જાણે મોડા ઉઠનારાઓ પાપી ને સરતમાં હારેલા હોય! સુવું એ કે શરમનું કામ નથી કે સરત પણ નથી. તો પછી એમાં મિથ્યાભિમાન શા સારુ? મોડો ઉઠનાર બિચારો સદાયે નમ્ર હોય છે. આજુબાજુ ગભરાટથી જુવે છે કે, રખે મ્હને કોઇ જોઇ જાય! પોતે ભયંકર ગુન્હો કર્યો હોય એમ વર્તે છે, ને પોતાના કરતાં પણ કોઇ પાછળ રહી ગયું હોય તો સારું એવી ઉંડી ઉંડી આશા રાખે છે. એક મિત્ર કહેતો હતો કે વ્હેલા સુઇને વ્હેલા ઉઠવું એ મતલબની અંગ્રેજીમાં એક કહેવત છે. એના રચનાર આગળ મીણબત્તી વેચાતી લેવાના પૈસા નહીં હોય! મ્હને તો એમ પણ લાગે

છે કે લોકરૂઢિની વિરુદ્ધ જઇને, વ્હેલા ઉઠનારના ગર્વિષ્ટ હાસ્ય ને ક્રૂર મશ્કરી સહન કરીને મોડા ઉઠવાનું શૌર્ય પણ એવી કહેવતો લખનારમા નહિં હોય.

આ ટીકા કોઈક વીર પુરુષો જ સહન કરી શકે છે. આસ્તે આસ્તે મોડા ઉઠનારની શ્રદ્ધા મંદ પડતી જાય છે અને એ પણ સૂર્યોદય ઈત્યાદિની સ્તુતિ કરવાનું શરૂ કરે છે. પરંતુ પ્રકૃતિ વિરુદ્ધ વ્હેલા ઉઠવા માટે એને કંઇ કંઇ ઉપાયો યોજવા પડે છે. મ્હારા એક મિત્ર કહેતા કે આપણે વ્હેલા ઉઠવા માટે બીજા કોઇને ઉઠાડવાનું કહી રાખવાની બિલકૂલ જરૂર નથી. એ કહે, ' સુતાં પ્હેલા આપણે પોતે જ આપણને સદેશો આપતા જવું જોઇયે. આપણું પોતાનું નામ લઈ કહેવુ કે હે–( પોતાનુ જે નામ હોય તે સંબોધીને ) કાલે સ્હાડા પાચ વાગે ઉઠજે ! ' અને આપણે જરૂર એ વખતે ઉઠીએ જ. અંદરથી જ કોઈક શક્તિ–કદાપિ એ આત્મા હશે કે આત્માનો જે ભાગ ઉઠવા કરવાની પ્રવૃત્તિ પર ધ્યાન આપતો હશે તે હશે–આપણને બરાબર એ જ વખતે ઉઠાડે એવી એ મિત્રની માન્યતા હતી. ( એ મિત્ર થીઓસોફીસ્ટ ન્હોતા. ) અલબત્ત એમનો એ પ્રયાસ કોઈક જ વાર સફળ થતો. જે દિવસે એમ કહીને સુઇ જાય કે ' કાલ મ્હારા પ્રયોગ વડે પાચ વાગે ઉઠીશ ' એને બીજે દિવસે સ્હવારે સ્હાડા આઠ વાગે ઉઠે ! પરંતુ આ પ્રયોગમા ફિલસુફીની તેમ જ વિજ્ઞાનની દૃષ્ટિયે મ્હને તો પ્હેલેથી જ ઘણા દોષો જણાતા. કલ્પનાની સહાય લઈ એમ કહીએ કે ' કાલ હું આ વખતે ઉઠીશ, કાલ હું આ વખતે ઉઠીશ ' તો કદાચ એ વખતે ઉઠાય; પણ આ મિત્ર પેઠે કલ્પના પર આજ્ઞા ને જુલમ થઈ શકે ? બુદ્ધિને ઉઠવાની પ્રવૃત્તિ સાથે સંબન્ધ હશે ? આત્મા તો આધ્યાત્મિક પ્રવૃત્તિયોમાં એટલો ગૂંથાયેલો હોય; અને શરીરના

બીજા અંગો ને ઇન્દ્રિયો પર દેખરેખ રાખવામાં પડ્યો હોય કે એને સ્હવારે સ્હાડા પાંચ વાગે આપણા શરીરને ઉઠાડવાનું યાદ રાખવાની ફુરસદ ક્યાંથી મળે? આ પરથી બીજી મ્હોટી મુશ્કેલીઓ ઉભી થઈ. આપણે નિદ્રાવશ થતા હોઈશું ત્યારે આત્મા શું કરતો હશે? જેમ કેદીઓ આગળ સીપાઈ, પરીક્ષા આપતા વિદ્યાર્થીઓ આગળ સુપરવાઈઝર, કે સુનેલી દમયંતી આગળ નળ પ્હેરો ભરે એમ પ્હેરો ભરતો હશે? આપણે આપણને વ્હેલા ઉઠવાનું કહીએ તે આત્મા બુદ્ધિને કહેતો હશે કે બુદ્ધિ આત્માને? કે સુવા ઉઠવાની પ્રવૃત્તિ પર ધ્યાન આપવાનું કામ કોઇ ખાસ ત્રીજી શક્તિને સોંપ્યું હશે?

પરંતુ આ તો આડે રસ્તે વાત ગઈ. વ્હેલા ઉઠવાના બીજા પણ ઉપાયો છે. એ એટલા આધ્યાત્મિક નથી અને વધારે કૃત્રિમ છે. પરંતુ છે ખરા. દાખલા તરીકે. રાતે કોઇ નોકરને કે મિત્રને કહેતા જવું કે 'મ્હને આટલા વાગે ઉઠાડજો.' જૂના વિચારના લોકો સારા હોય છે એનો એક પૂરાવો તો એ છે કે તેઓ આવી રીતે બીજાને ઉઠાડવાની વિરુદ્ધ હોય છે. કદાપિ ઉઠાડવા જવું પડે તો પણ અન્તઃકરણથી એમને એ કામ ગમતું નથી. મ્હને એક મિત્રે એમ પણ કહેલું યાદ આવે છે કે એ કાર્યને શાસ્ત્રમાં પાપ ગણ્યું છે. કયા શાસ્ત્રમાં એ લખ્યું છે એ એમને પૂછવાનું હું હંમેશ ભૂલી જાઉં છું. પણ એવી જ માન્યતા આપણા પૂર્વજોમાં હતી એ તો ચોક્કસ. ઘણા વૃદ્ધ પુરુષો બીજાને ઉઠાડવા જતાં અચકાય છે એ મ્હારો પ્રત્યક્ષ અનુભવ છે. પણ જો ખરેખર શાસ્ત્રકારોનું આ વચન હોય તો શાસ્ત્રકારોની પ્રચંડ ને તીવ્ર બુદ્ધિ, તેમની દૂરગામી દૃષ્ટિ અને મોડા ઉઠનાર પ્રતિની એમની સહાનુભૂતિ એ વડે પૂરવાર થાય છે. શાસ્ત્રકારો કદાચ શાસ્ત્રો રાતે મોડે સુધી લખતા હશે ને એમને

પોતાને મોડા ઉઠવાની ટેવ પડી ગઈ હશે એટલે એમ લખ્યું હશે એવો નિંદ્ય ખ્યાલ પણ મ્હને એકવાર આવેલો. ગમે તે હો, પરંતુ એ સ્મૃતિકારો, ઋષિમુનિઓ કે જે એવી માન્યતાના મૂળ સ્થાપક હોય તેને માનવજાતિના ભવિષ્ય માટે કંઈ ઓછી લાગણી નહિં હોય. અથવા તો એમ પણ હોય કે શાસ્ત્રકારોની માન્યતા પ્રમાણે પારકાની સહાયથી કરેલું સુકર્મ પુણ્ય ન ગણાય ( કદી પણ કારણ વગર વ્હેલા ઉઠવું એ સુકર્મ હોય તો પણ. ) જેમ સુરાજ્ય કરતા સ્વરાજ્ય ઉચ્ચતર છે, એમ પારકાની મદદથી વ્હેલા ઉઠવા કરતા પોતાના પ્રયાસથી મોડા ઉઠવું એ બ્હેતર છે. ગીતામા પણ આવા પ્રકારનું એક વચન છે; જોકે તે ઉઠવાના સબન્ધમા નહિં પણ સ્વધર્મ ને પરધર્મના સબન્ધમા છે હાલના જમાનાના શકાશીલ ને નાસ્તિક માણસો પણ નિદ્રાથી ડરે છે. નિદ્રામાથી કોઇને ઉઠાડવામા લેશમાત્ર પાપ નથી એમ માનનારાઓને જ્યારે કોઇને ઉઠાડવા જવું પડે છે ત્યારે એમને પણ સ્હેજ સકોચ ને દુઃખ થયા વિના રહેતું નથી. તેમનો અવાજ એ દુષ્કર્મ કરતા ધ્રૂજે છે ને હૃદય કંપે છે. નિર્દોષ ને નિશ્ચિન્ત નિદ્રામા કોઈ પડયું હોય, કે કોઈ 'ઘસઘસાટ' ઉઘતું ને ઘોરતું હોય એને ઉઠાડવાની હિંમત સૌ કોઇને હોય છે? છતા આ પ્રભુની દૂનિયામા, આ બ્રહ્મમય જગતમાં જેમ ચોરો ને ખૂનીઓ, ધુતારાઓ ને લફગાઓ પણ પડયા છે, તેમ બીજાને નિદ્રામાથી ઉઠાડવાની હિંમત કરનારા પણ ઘણા મનુષ્યો પડ્યા છે. એવા લોકો બહુ નિર્દય હોય છે અને બીજાને બેધડક ઉઠાડે છે એવા લોકો આપણને રહવારના પ્હોરમાં બૂમ પાડે છે કે બારણા ખખડાવી જગાડે છે. આખ ઉઘાડયા પછી તરત તો એને તકીઓ કે ચોપડી મારવાની ઇચ્છા આપણને થાય છે, પણ બીજી ક્ષણે

જ આપણને યાદ આવે છે કે 'એનો કંઈ દોષ નથી, આપણા કહેવાથી જ એ ઉઠાડવા આવેલ છે.' 'જાગ્યો છું ! ઉઠું છું ! આ આવ્યો !' એમ મ્હોંડેથી આપણે બૂમ પાડીએ છિયે. ઉઠાડવા આવેલાના સંતોષ ખાતર જ કદાપિ આપણે આમ કહેતા હોઈશું. અથવા તો ઉઠવાનો આપણો ઇરાદો તો છે એમ માની આત્મસંતોષ મેળવતા હોઈશું. કારણ કે બીજી જ ક્ષણે કયા કામ માટે આપણે વ્હેલા ઉઠવા માગતા હતા એનો વિચાર કરતા નિદ્રાદેવીને શરણે જઈએ છિયે. જાણે કે કોઈ બોલાવવા જ ન આવ્યું હોયને ! પરોઢિયામા જો કોઈ ઉઠાડવા આવે તો એના બોલાવવાની અસર કોણ જાણે કેમ પણ આપણી પર ઉંધી જ થાય છે. એના અવાજથી ઉઠવાની વૃત્તિ થવાને બદલે વધારે ઉંઘ આવે છે ! વ્હેલા ઉઠનારાઓ પણ એટલું તો કબૂલ કરે છે કે સૂળસ્કાની નિદ્રા સૌથી મીઠી હોય છે. ત્યારે કેવળ વ્હેલા ઉઠીએ છિયે એવો દેખાવ કરવા અને આળસુ નથી એવી દુનિયાને ખાત્રી આપવા માટે શા સારૂ આવી મીઠાશ ન અનુભવવી ? શું જિંદગીમાં વધારે પડતી મીઠાશ છે કે આ મીઠાશની ગણત્રી કરવી નહિં, કિંમત કરવી નહિ, ને ફેંકી દેવી ? વળી આપણામાં એવી માન્યતા છે કે મળસ્કામાં આવતાં સ્વપ્નાં સાચાં પડે. ( કેટલાક લોકો કહે છે કે મધરાતે આવેલાં સાચાં પડે. પણ એ મત તો માત્ર વ્હેલા ઉઠનારાઓએ મમતથી ફેલાવેલો છે. ) તો પછી વ્હેલા ઉઠવાથી શો લાભ ? મોડા ઉઠીએ તો આપણા ભવિષ્ય વિશે કેટલીક વધારે વાત જાણી શકાય ને જોશીને જન્માક્ષર દેખાડવાનો ખર્ચે તેમજ હથેળી દેખાડવાની પીડા બચે. પરંતુ મફત ભવિષ્ય જોવાની તક વ્હેલા ઉઠનારાઓ પોતાની હઠથી ખોશે અને પછી એ ભવિષ્ય જાણવાના બીજા ઉપાયો લેશે. એ ખરૂં

છે કે હમેશ કંઈ એવા ભવિષ્યસૂચક સ્વપ્ન ન આવે. પરતુ એમ બને કે અમુક મનુષ્યને સદાયે વ્હેલો ઉઠતો જોઈ ઉષાની દૈવી વિધિની દેવીને તથા તેની સખી સ્વપ્નની દેવીને અરજી કરે જેથી આખા જીવનપર્યન્ત એ મનુષ્યના કુલ સ્વપ્નની સંખ્યામાંથી ભવિષ્યસૂચક સ્વપ્નો રદ થાય. અથવા એમ પણ ન બને, કે જે દિવસે આપણને એવું ભવિષ્યસૂચક સ્વપ્ન આવવાનું હોય એ જ દિવસે આપણે વ્હેલા ઉઠી જઇયે અને એથી એ સ્વપ્ન જોયા વગરના રહી જઇયે? મ્હને ઘણીવાર એમ લાગે છે કે 'રામાયણમા' કુંભકર્ણની લાંબી ને ગાઢ નિદ્રાવસ્થાની કથા આવે છે એનો પણ આ જ ગૂઢ હેતુ હશે. અને જેઓ મોડા ઉઠે છે તેઓના ઇષ્ટદેવ કુંભકર્ણ જ છે.

વળી જે લોકોને ઉજાગરો વેઠવો પડે છે ને રાતે ઉંઘ માટે તરફડીઆ મારવા પડે છે એમને પણ સ્હવારના કોઈ ઉઠાડવા આવે કે તરત ઉંઘ આવી જાય છે. એક ગૃહસ્થનો તો એવો મત હતો કે જો રાતે નિદ્રા ન આવતી હોય તો બાર વાગ્યા પછી દર કલાકે કલાકે કોઈ આપણને ઉઠાડવા આવે એવી ગોઠવણ કરવીઃ જેથી જ્યારે એ ઉઠવાનું કહેવા આવે ત્યારે આપણને સુંદર ઝોકુ આવી જાય અને એ રીતે આખી રાત આરામ મળે ને ઉંઘ આવે. કેટલાક લોકો એમ પણ કહે છે કે ખરી સુવાની મઝા તો છ વાગ્યા પછી જ છે. જ્યારે બીજા સૌ ચ્હા પીતા હોય કે ગામગપાટા મારતા હોય કે હજામત કરાવતા હોય કે પાઠપૂજા કરતા હોય કે દુનિયાના ખબર વર્તમાનપત્રોમા વાચતા હોય ત્યારે બ્રહ્મમા વિલીન થઈ જવાનો જે લૌકિક અનુભવ મળી શકે તે આપણે લેવો એ કંઈ ઓછો લાભ છે?

પરતુ શોચનીય વાત એ છે કે સૌ કોઈ આ વિચારના હોતા નથી, આ વાત માનતા નથી ને આમ વર્તતા નથી.

કેટલાકની તો વૃત્તિ પણ આવી માર્મિક હોતી નથી. સર્કસનો ઘોડો જેમ એના ધણીના ચાબુકના અવાજ માત્રને તાલે થાય છે, એમ જ કેટલાક તો સવારે કોઈ જગાડવા આવ્યું હોય ત્યારે ઝપાટાબંધ ઉઠી જાય છે. આવા મનુષ્યોનાં જીવન તદ્દન યાન્ત્રિક થઇ ગયાં હોય છે, અને ઘડિયાળ જેવા નિયમિત તેઓ હોય છે. ઘણા માણસોને યન્ત્ર પેઠે જીંદગી ગાળવાની જરૂર હશે એની હું ના નથી પાડતો છતાયે એમ તો મ્હને થાય છે જ કે જેઓ વ્હેલા ઉઠે છે તેઓ ઉઠવાની પ્રવૃત્તિમાં કેટલી બધી શક્તિનો વ્યય કરે છે? આ શક્તિ સંઘરી રાખી હોય તો ઉઠવા કરતાં બીજાં કેટલાં વધારે મહત્ત્વનાં કાર્યમા એ ઉપયોગી નીવડે! કેટલાક લોકો નિયમિત રહેવામાં જ એટલા ગૂંથાયેલા રહે છે કે એમને બીજું કંઈ કરવાનું સૂઝતું પણ નથી, અને કરવાનો વખત પણ નથી રહેતો. શા માટે તેઓ નિયમિત રહે છે એનો તેમને પોતાને પણ પૂરો ખ્યાલ નથી રહેતો. નિયમિતતા એ કઇ સાધ્ય નથી પણ સાધન છે એ તેઓ ભૂલી જાય છે. કંઈક કામ આટોપવા આપણે નિયમિત રહીએ છિયે. નિયમિત રહેવા ખાતર આપણે કામ કરતા નથી. આથી જ એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે નિયમિત રહેવાની ટેવથી વખત બહુ બગડે છે. સ્હવારે ખૂબ વ્હેલા ઉઠીને આખો દિવસ કઇ પણ કર્યા વગર આથડયા કરનાર ઘણા આળસુ માણસો કોણે નથી જોયા? સ્હવારે વ્હેલા ઉઠીને નવરા બેઠા રહે નહિં એ માટે તો એ વખતે સંધ્યા કરવાનું શાસ્ત્રમા લખેલું છે. વ્હેલા ઉઠનારાઓ પર આથી વધુ ગંભીર શો આરોપ હોઇ શકે? મ્હારા એક મિત્રનો એવો મત છે કે વ્હેલા ઉઠવું એ તો વખતનો નકામો વ્યય છે. જ્યારે જડવાદી જગત વ્હેલું ઉઠી એનાં ક્ષુદ્ર કામમાં પરોવાઇ ગયુ હોય ત્યારે કોઇ વિરલ આત્માઓ નિર્વાણનો પ્રત્યક્ષ અનુભવ કરવામા મચ્યા રહે એમાં

# વ્હેલા ઉઠવા વિષે

શું ખોટું ? જેમ ખરા બ્રાહ્મણો શરીર સ્વચ્છ કરવા માટે ન્હાતા નથી પણ જમવા માટે જ ન્હાય છે એમ કેટલાક લોકો ઉંઘવા માટે સુતા નથી પણ ઉઠવા માટે સુવે છે. કેટલું સુવું એના કરતાં ક્યારે ઉઠવુ એ પ્રશ્નની એમને નિરન્તર ચિન્તા થયા કરે છે, અને એ વ્યગ્રતાને લઇને એમને બરાબર નિદ્રા પણ નથી આવ્તી. તેમજ જેને વ્હેલા ઉઠવાની ટેવ હોય છે તે કામ કરવા કરતા ડોળ વધારે કરે છે અને એનો આખો દિવસ મિથ્યા કાર્યોમા જ જાય છે. જે માણસ કંઇક ઉચ્ચ નૈતિક હેતુસર કોઇકવાર વ્હેલા ઉઠે એના વિરુદ્ધ હું કંઇ કહેવા નથી માંગતો. પરતુ જેને વ્હેલા ઉઠવાની ટેવ જ પડી ગઈ હોય છે એને માટે તો મ્હને માન નથી થતુ. આપણે નિશાળમાં હતા ત્યારથી જાણીએ છિયે કે વ્હેલા ઉઠવુ એ ગુણ છે ને એ ગુણ કેળવવો જોઇયે. પરતુ ટેવ પડી ગઈ હોય એમા કંઈ ગુણ નથી. વિવેકબુદ્ધિ વિના કે ગુણઅવગુણના જ્ઞાન વગર પુણ્યશાળી કે પાપી કોઇ થઈ શકે નહિ એવો નીતિશાસ્ત્રનો નિયમ છે. પણ જેને સદાયે વ્હેલા ઉઠવાની ટેવ પડી ગઈ હોય એને મોડા ઉઠવાનું જ્ઞાન પણ શી રીતે હોય ? ને તો પછી એ ટેવમા ગુણ શો ?

વ્હેલા ઉઠવા માટે એક બીજો કૃત્રિમ ઉપાય પશ્ચિમના દેશોમાથી અહિં આવ્યો છે. એને 'એલારામ' ની ઘડિયાળ કહે છે. રાતે સુતી વખતે કેવા ઉત્સાહથી આપણે એને સાથે લઇ જઇયે છિયે, અને 'એલારામ'નો કાંટો છ કે પાચના આંકડા પર મૂકી કેવા ધડકતા અને આશાભર્યા હૃદયે આપણે સુવા જઇએ છિયે ! સ્હવારે એના ટકોરા સાભળતાવાર ઉઠીને આપણે કેટલું વાચી નાખીશું એનો વિચાર કરતા આપણા ઉદ્યમ માટે આપણને હર્ષાશ્રુ આવે છે, જે વખતે સૂર્ય ઉગ્યો

પણ નહિ હોય અને બીજું કોઈ ઉઠયું પણ નહિ હોય તે પ્હેલાં આપણે આપણું અડધું કામ તો પુરૂં કરી દીધું હશે એ ખ્યાલ આપણા કોમળ દીલને હ્રગમગાવી નાંખે છે. કોઈ નોકર પણ ઉઠે કે દૂધ પણ આવે તે પ્હેલા ઉઠવાની હોંશથી મૂકેલી ' એલારામ 'ની ઘડિયાળ મનુષ્યની નીતિ ને સુખમાં કંઈ ઓછો વધારો કરે છે ? માનવજાતિને પૂજવાને કોઇ જો મન્દિર સ્થાપે તો આ ઘડિયાળ મનુષ્યના ઉદાત્ત યત્નની સંજ્ઞા તરીકે જરૂર ત્યાં રહે એમ મ્હને લાગે છે. પરંતુ ' એલારામ 'ની ઘડિયાળનો એક જ દોષ હોય છે, અને તે એ કે એવી ઘડિયાળને વાગવાની કૂટેવ હોય છે. જેમ જેમ એ ઘડિયાળમાં ટકોરા વાગે છે તેમ તેમ તે વખતે જ આપણા હૃદયમાં સહસ્ત્ર બાણ વાગે છે. શિયાળાની કકડતી ટાઢીમાં સળસ્કે આપણે ગાઢ નિદ્રામાં હોઇયે અને ચોપાસ સઘળું શાન્ત હોય ત્યારે એનો એકસરખો અવાજ કેવો કર્કશ લાગે છે ! કેટલાક તો એને ચૂપ કરવા અંધારામાં એની સામે આંખ કહાડી કરડી નજરથી એના તરફ જુવે છે. કેટલાક બબડતા, ખુરશી કે ટેબલ સાથે અથડાતા, એની ઘંટડી બંધ કરી આવી જાણે કંઈ બન્યું જ ન હોય એમ સ્વસ્થતાથી પાછા સુઇ જાય છે. પરંતુ કેટલીક ઘડિયાળ એમ ચાવીથી બંધ નથી થતી. મ્હારા એક મિત્ર આગળ એવી ઘડિયાળ હતી. પરંતુ એના એક સ્વરના કઠોર ટકોરા કદી બંધ નહિ થાય એ વિચારથી નિરાશ થઈ તેઓ નિદ્રાનો ત્યાગ કરીને ઉઠતા ન્હોતા. વળી કટોકટીના પ્રસંગે ધીર મનુષ્ય હિંમત હારતો નથી પણ ચતુર બુદ્ધિથી કંઇક પણ માર્ગ લે છે ને કોઇ પણ ઉપાય યોજે છે. જેમ શિખંડીને આગળ ધરીને ભીષ્મ-પિતામહને પાંડવોએ મહાત કર્યા હતા, જેમ એક મૂર્તિને વરમાળ પ્હેરાવીને સંયુક્તા પૃથ્વીરાજને વરી હતી, જેમ બીજો

-છોડવાના આળસે આપણે એ આખા બીસ્ત્રાનું ઓશીકું બનાવીને આગગાડીમા સુઇયે છિયે, એમ જ મ્હારા એ મિત્ર ટકોરા વાગવાની ઘડિયાળની સળી અને ઘંટડીની વચ્ચે સાબુનો કટકો મૂકતા અને બાકી રહેલી ઉંઘ પૂરી કરતા. નિંદાખોર લોકો એ વાત પર હસે છે ને કહે છે કે આદર્શ ને આચારમા કેટલો ભેદ! પરંતુ આમ કેટલી યે વાર બનવા છતા રાતે પાછો 'એલારામ' મૂકવાનું ચાલુ રાખવું એ કંઈ ન્હાનીસૂની વાત છે? એ દેખાડે છે કે જેમ દેવ ભાવના ભૂખ્યા કહેવાય છે એમ મનુષ્ય ભાવનાનો ભૂખ્યો છે, અને અંતિમ લક્ષ્યને મેળવી ન શકે તોપણ એ માટેનો પોતાનો પ્રયાસ છોડતો નથી. આપણે સાત વાગ્યાનો 'એલારામ' મૂકીશું કે છ વાગ્યાનો એને વિશે વિચાર કરીને આખરે વચલો માર્ગ કહાડવા સ્હાડા છ નો 'એલારામ' મૂકીએ છિયે ત્યારે કેવો સંતોષ થાય છે! ક્યારે ઉઠીશું એનો નિર્ણય માત્ર કરવાથી કેટલાક લોકોને તો ખુબ આનન્દ થાય છે ને મન પરથી એક ભાર ઓછો થઇ જાય છે (જો કે મ્હારા નમ્ર મત પ્રમાણે બીજો ભાર વધે છે.) આવા આત્મસયમના આધ્યાત્મિક અનુભવ પછી આપણા નિદ્રાવશ મુખ બાળક જેવા નિર્દોષ ને પ્રસન્ન નહિં જણાતાં હોય? કોઇકને વ્હેલા ઉઠાડવાનું કહી જવામા પણ 'એલારામ' મૂકવા જેવો જ લાભ છે. ભલે પછીથી આપણે ઉઠીએ કે ન ઉઠીએ; પરતુ આપણી ઉઠવાની ઇચ્છા છે એમ તો આપણા કહેવાથી જગતને અને આપણને ખાત્રી થાય છે ને? અલબત્ત, આપણને ઉઠાડવા માટે કોઇ બીજાને વ્હેલા ઉઠવું પડે અને પછી આપણે ન ઉઠીએ ત્યારે એને ચ્હીડ ચ્હડે એ સ્વાભાવિક છે. પરંતુ પુણ્ય ફળમા નથી પણ યત્નમાં છે એમ ધર્મના ને નીતિના શાસ્ત્રો પોકારીને કહે છે વ્હેલા ઉઠવું એ તો માત્ર પરિણામ છે. ઉઠવાનો નિર્ણય

કરી એને માટે તૈયારી કરવી એ સ્તુત્ય પ્રયાસ છે. એ પ્રયાસને લીધે ભાવનાની જ્યોતિ નિરંતર બળ્યા કરે છે, અને સાથે સાથે આપણો આદર્શ પણ સદા ટકી રહે છે. છતાંયે મોડા ઉઠનારની ઇર્ષ્યાથી બળી જતા નીતિજ્ઞ પુરુષો કહે છે કે રાતે નિશ્ચય કરી સ્હવારે એ ન પાળવો તે મનની નબળાઇ સૂચવે છે ને નૈતિક ખામી દેખાડે છે. પરતુ સુતી વખતની સૃષ્ટિ ને ઉઠતી વખતની સૃષ્ટિ એક નથી હોતી. રાતે સુવા જઇયે ને બિછાનામા દાખલ થઇયે તે વખતની હુંફને લીધે ને મનની નિવૃત્તિને લીધે ઘણા દૃઢ નિર્ણયો આપણે કરી શકીએ એ સ્વાભાવિક છે. પરંતુ સ્હવારે તો આંખ ઉઘડતાં જ ધ્રુજીએ છિયે તો પછી ઉઠવાનું તો મન જ કેમ થાય? પરોઢિયે એક નવી જ પૃથ્વી આપણી આગળ ખડી થાય છે. આપણે નથી બદલાતા; પરંતુ ઋતુ બદલાઇ ગઇ હોય છે. એમાં આપણો શો દોષ!

# કહેવતોમાં સુધારો

"શારદા "ના દીપોત્સવી અંકમા રા. ગિરજાશંકર બધેકાનો કહેવતો વિશેનો વિદ્વત્તાપૂર્ણ અને રસિક લેખ વાચી અસંખ્ય તર્કવિતર્કો થયા. ઘણા સમયથી, અમારા ન્હાના મંડળમાં ચર્ચાનો એ વિષય છે કે હવે નવી કહેવતો કેમ નહિં થતી હોય ? શું હિન્દના ઘણા પ્રાચીન ઉદ્યોગોની પેઠે કહેવતો બનાવવાનો ઉદ્યોગ પણ નાશ પામ્યો હશે? કે શું જે જાતની શાન્તિ, ઠરેલ ડહાપણ, ટૂંકાણમાં ઘણું કહી નાખવાની શક્તિ આપણા પૂર્વજોમા હતી એ આપણે ગૂમાવી બેઠા છિયે ? આ જમાનો લંબાણનો છે એમાં તો સંશય નથી. પંડિત મદનમોહન માલવીયાજી બે કલાકથી ઓછું ભાષણ કોઇવાર આપતા નથી; અને મૌલાના મહમદઅલીએ હેજાઝની યાત્રાએ જઇ આવવાની ટીકીટ વીશે 'કોમરેડ' પત્રમા પચ્ચીસ કોલમનો લેખ લખ્યો હતો. પંડિત મોતીલાલ અને લાલા લજપતરાય જ્યારે એક બીજાની વિરુદ્ધ લખે છે ત્યારે છા

કોલમથી ઓછું એકેએ લખતા નથી. સાહિત્ય પ્રતિ દૃષ્ટિ કરીએ તો કેટલીકવાર પુસ્તકો કરતાં વધુ લાંબા અવલોકનો લખાય છે અને કેટલાંક માસિકો મરી જાય છે ત્યારે પણ એમાં આવતી ચાલુ વાર્તા અપૂર્ણ જ રહે છે અને એ પૂર્ણ કરવા સારૂ નવલકથાકાર કે એના મિત્રોને નવું માસિક કહાડવું પડે છે. આવા નેતાઓ અને આવી મનોવૃત્તિવાળી પ્રજા શી રીતે ટૂંકી ને ટચ કહેવતો બનાવી શકે?

પરંતુ આ એક જ મુશ્કેલી આપણને નથી નડતી. 'કહેવત સીત્તેર વર્ષ ઉપરના માણસની ઉક્તિ છે' એવી હોનોલુલુની ભાષામાં એક કહેવત છે (અને ન હોય તો હોવી જોઇએ) જે પરથી સિદ્ધ થાય છે કે વૃદ્ધ મનુષ્યની ઉક્તિ એ કહેવતની સાચી વ્યાખ્યા છે. ઘણું ખરૂં પૌત્ર પૌત્રીને અથવા પૌત્રની વહુને શીખામણ રૂપે કે ઠપકારૂપે કહેલાં વડીલનાં વચનો એમના વંશજો, આડોશીપાડોશીઓ તથા સગાંસંબન્ધીઓ ફરી ફરી વાપરે છે અને એ રીતે એક ડોસાનું આકસ્મિક વાક્ય લોકસાહિત્યનું અપૂર્વ અંગ બની રહે છે. આવા વૃદ્ધોનાં વાક્યો અર્વાચીન કાલમાં અશક્ય છે. એ સુવિદિત છે કે હિન્દના લોકોનું સરેરાશ આયુષ્ય ૨૩.૬ વર્ષનું છે એમ વસ્તીપત્રકનો અભ્યાસ કરીને (કે કર્યા વગર) પત્રકારોએ તથા રાજકીય ક્ષેત્રમાં ઝઝૂમતા નેતાઓએ આપણને કહ્યું છે. આથી સીત્તેર વર્ષના ડોસાઓ ગણ્યા ગાંઠ્યા જ હોય છે. અને હોય તોપણ હિન્દમાં ભૂખમરો એટલો છે (જુવો: રમેશચંદ્ર દત્તનાં પુસ્તકો, "એક લાડુ ભટની આત્મકથા" તથા પ્રો૦ ખુશાલશાહનાં નાટકો) કે કહેવતો સરજવા જેટલી શારીરિક શક્તિ કે મનોબલ એમનામા હોતું નથી. પરંતુ એ સર્વ એમનામા હોય તો પણ વૃદ્ધો વાસ્તેનું માન હવે એટલું ઓછું થઇ ગયું છે કે એ ઉમ્મરના પુરુષોને હવે તો 'રીટાયર'

-કરી 'પેન્શન' ખાતા બનાવી દેવાય છે. એટલે એમના વચનોમાં બોધનો ભંડાર હોઇ શકે એ આજકાલના ઉદ્ધત યુવાનો સ્વીકારે જ નહિં. બુદ્ધિ અને ઉમ્મરને સંબન્ધ હોઇ શકે એ વાત આજ-કાલના યુવકોને અમાન્ય છે. મ્હારા એક મિત્ર તો હંમેશ કહે છે કે અનુભવ કંઇ ઘણું જીવવાથી મળતો નથી; તો તો મુંબઇની હાઇકોર્ટની દીવાલો એમાંના વકીલો કે ન્યાયાધીશો કરતાં વધારે ડાહી હોય કારણકે એને વધારે લાંબો અનુભવ છે. જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ ઉમ્મર સાથે ઘણીવાર વધતી નથી પણ ઘટે છે. તો પછી શા વાસ્તે વૃદ્ધોને કહેવતો ઘડવાની છૂટ આપવી અને એનો ઇજારો સોંપી દેવો એમ યુવકો પૂછે છે. પરંતુ આવા બંડ ઉઠાવનારા લોકો વીસરી જાય છે કે અંગ્રેજીમાં જેને idiom કહે છે એ જેમ મ્હોટા માણસોએ કરેલી ભૂલો છે એ જ પ્રમાણે કહેવત વૃદ્ધોએ દીધેલી શીખામણ છે. આવી કહેવતોથી કંટાળ્યાને પરિણામેજ 'સાઠે બુદ્ધિ નાઠી' એ કહેવત રચાયેલી. કહેવત બનાવનારની ઇર્ષ્યા કે સ્પર્ધાથી ઓગણસાઠ વર્ષ ને છ મહિનાની ઉમ્મરના પુરુષે પોતાના તોંતેર વર્ષના વડીલની વિરુદ્ધ આ કહેવત જોડી કહાડેલી ત્યારથી કહેવતની પડતી આવી. સીત્તેર વર્ષના ડોસાઓ શીખામણ આપતા ડરવા લાગ્યા; અને "સાઠે બુદ્ધિ નાઠી" એ કહેવત પોતાની વિરુદ્ધ ટાંકવામા આવશે એ ભયથી એમણે માનસિક વાનપ્રસ્થ ધારણ કરવા માંડયુ. આથી જ જ્યારે નવા લોકગીતો થાય છે (જુવો રા. રામુ ઠક્કરનો 'વીણા'માં આ વિશેનો રસિક લેખ) અને નવા સાક્ષરો સુદ્ધા જન્મે છે ત્યારે નવી કહેવતો થતી નથી. હજી પણ આપણે લોકસાહિત્યની આ જૂની મુડી ઉપરજ વેપાર કરવો પડે છે; આ કેવું શોચનીય? આપણે ત્યા સાક્ષરો મૃત્યુ પામે છે ત્યારે અને ઘણીવાર તો તે

પહેલાં પણ એમનું સ્થાન કોણ લેશે એ પ્રશ્ન વિચારશીલ, સાહિત્યરસિક અને નવરા સજ્જનોને મૂંઝવી નાંખે છે. ગત સાક્ષરોનાં સ્થાન લીધા વગર આપણા સાહિત્યની પ્રગતિ કેમ થાય? નરસિંહ મ્હેતાનું સ્થાન કોણ લેશે એની ચર્ચા હજી જોસબેર ચાલે છે અને એનો સંતોષકારક નિર્ણય થયા પછી જ ગોવર્ધનરામના સ્થાન વિશે નક્કી થશે. જ્યારે સાક્ષરોના સ્થાનનું આટલું મહત્ત્વ ત્યારે કહેવતોને શું સ્થાન જ નહિ એમ? કહેવતો બિચારી ગૂજરી જઇ શકતી નથી એટલો જ એમનો દોષને! એને પણ સ્થૂલ દેહ હોત તો એના દહન પછી એનું સ્થાન કોણ લેશે એનો નિર્ણય કરવો પડત.

પરંતુ નવી કહેવતો ઘડવાનું કાર્ય કોનું? રા. ગિરજાશંકર બધેકા કહે છે કે "નવી કહેવતો બનાવવાનું કામ કેળવણીકારને માથે નથી." આનું કારણ એમણે આપ્યું નથી પણ એ શોધવું કઠણ નથી. કેળવણીકારને છપ્પન વર્ષની વયે 'પેન્શન' લેવું પડતુ હોઇ એ કાર્ય વાસ્તે તે નાલાયક છે. રા. ગિરજાશંકરે 'બાલમંદિર' કહાડ્યુ છે પરંતુ વૃદ્ધોને એમની ઉત્તર બાલ્યાવસ્થામાં શીખવવા માટે 'વૃદ્ધ મંદિર' કહાડ્યું નથી એ દેખાડે છે કે કેળવણીકારને મને વૃદ્ધાવસ્થાની કિંમત નથી. સીત્તેર વર્ષથી ન્હાની ઉમ્મરના કોઇ માણસે કદી કહેવત બનાવી હોય એમ જાણ્યું નથી અને એનો પૂરાવો એજ છે કે હજી સુધી કોઇયે કહેવતકાર (કે કહેવતક કહીશું?) ની ઉમ્મર વિશે ઉલ્લેખ કર્યો નથી. જેથી તે વૃદ્ધ હશે એમ ન માનવાનું કઇ સબળ કારણ નથી; જેથી એ વૃદ્ધજ હશે એમ માની શકાય. પરંતુ રા. ગિરજાશંકર કેળવણીકારને બીજું કર્તવ્ય સોંપે છે અને એ "જુની કહેવતોને સંસ્કારી, સુધારી વધારી તેને નવા ભાવો

વ્યક્ત કરનારી બનાવવાની" ફરજ છે. આ વાત તો દીવા જેવી સ્પષ્ટ છે. ( દીવો કેમ સ્પષ્ટ કહેવાતો હશે ? હું તો દીવા સ્હામું જોઇ આસપાસ જોઉં છું ત્યારે મ્હને તો બધું અસ્પષ્ટજ દેખાય છે.) સાહિત્ય પરિષદે આ વિષય પર ધ્યાન આપવાની જરૂર છે; અને ત્રીસ વર્ષ પછી જ્યારે જોડણીના વિષયનો નિર્ણય થઇ જાય ત્યારે પ્હેલી તકે આ પ્રશ્ન હાથમાં લેવાની જરૂર છે. આપણી કહેવતો સુધારવાનું અને ફરી લખાવવાનું કાર્ય બનતી ત્વરાથી ( જો કે બહુ ત્વરા તો આપણાથી બનતીજ નથી ) ઉપાડી લેવું જોઇયે. આને વાસ્તે "કહેવત સુધારણા સમાજ" જેવી સંસ્થા કહાડવા પણ વિચાર થઇ આવેલો પરતુ નાણાનો પ્રશ્નજ વિઘ્નરૂપ લાગ્યો. આપણી ઘણી કહેવતો કાટ ખાઇ ગઈ છે, ઘણી તો ફાટીને ચુરેચુરા થઇ ગઈ છે, ઘણી હવે સાચી નથી રહી, ઘણી તો વાસ્તવિક હકીકતથી તદ્દન વિરુદ્ધજ છે. સરલતા અને સંક્ષિપ્તતા ઉપરાન્ત સત્યતા પણ કહેવતનું લક્ષણ હોવું જોઇયે ને? અર્ધ સત્ય કહેવતોને પૂર્ણ સત્યમા ફેરવી નાંખવી જોઇયે· અસત્ય કહેવતોને અર્ધ સત્યની કોટિયે તાણીને પ્હોંચાડવી જોઇયેઃ સત્ય કહેવતોને તો એમની એમ રહેવા દેવી પડશે. હાલ પ્રચલિત જે કહેવતો છે એ રચાયેલી ત્યારે વસ્તુસ્થિતિ તદ્દન જૂદી હતી. તે વખતે આટલાં માસિકો, ટ્રેનો, મોટરો. સાક્ષરો, વીજળી કે વકીલો કંઇ ન્હોતા એ સમયમાં યાત્રા કે આજીવિકાના હેતુ શિવાય બીજા કોઇ કારણસર મનુષ્યો મુસાફરી કરતા નહિં. અને કંપનીના શેર એટલે શું કે નૈડુ ( સરોજિની નહિ પણ મદ્રાસી ક્રીકેટર ) કોણ એ સુદ્ધાં એમને ખબર ન્હોતી. આવા સંજોગોમાં રચાયેલી કહેવતો આપણને કેમ પાલવે અને આપણ કેમ વાપરી શકીએ? કેટલાંક દૃષ્ટાન્ત લઇયે. આ કહેવત બહુજ જાણીતી છેઃ

## કરે તેવું પામે અને વાવે તેવું લણે.

કોણે કહ્યું ? આખો દિવસ દસ બાર કલાક સખ્ત મજૂરી જે માણસ કરે છે એ એવું પામતો નથી. પરંતુ એને પેટ પૂરતાજ પૈસા મળે છે જ્યારે અડધા કલાકમા પાંચ કમિટીઓમાં હાજરી આપી ધનવાન પુરુષ સો કે દોઢસો કે બસ્સો રૂપિયા (અંકે ૧૦૦, ૧૫૦ કે ૨૦૦) સ્હેલાઇથી કમાઇને કર્યા કરતા વધારે પામે છે. એક કેસમાં હાજરી આપી કોઈ પ્રખ્યાત વકીલ હજાર રૂપિયા ખીસ્સામાં મૂકે છે. એક ભીષણ સટ્ટો કરી વેપારી પાંચ મીનીટમાં લાખો રૂપિયા કમાઇ તરી જાય છે (કે ખોઇને ડૂબી જાય છે.) ટૂંકમા મનુષ્ય કરે છે એવું પામતો નથી પણ એની આગળ કેટલી મિલ્કત છે, બેંકોમાં એની કેવી શાખ ને લાગવગ છે એ પ્રમાણે પામે છે. ગરીબો તો જેમ વધારે કરે છે એમ ઓછું પામે છે કારણ કે કામ કરે છે મજૂર ત્યારે ડીવીડંડ પામે છે માલીક. માણસો કરે એવું પામતા નથી એટલે તો જગતમાં આટલા ઝગડા ને વિખવાદ છે. નીતિની દૃષ્ટિયે પણ આ સિદ્ધાન્ત પ્રકૃતિના ન્યાયને પ્લેટ ફોર્મ ટીકીટના સંચા જેવો બનાવે છે કે ઢબ્બુ અંદર નાખીએ તો ટીકીટ બ્હાર આવે. પામવાનો વિચાર કર્યા વગર કર્તવ્ય કરવું એવી ધર્મની આજ્ઞા છે. ફળનો વિચાર કરવોજ નહિ એમ શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતામાં કહ્યું છે ( मा फलेषु कदाचन ) અને એથી જ મારા એક મિત્રે ફળ ખાવાનો છેક જ ત્યાગ કર્યો છે; અને મિષ્ટાન્ન વિશે શાસ્ત્રોમાં એવો પ્રતિબંધ ન હોવાથી બીજાને ત્યાં જમણમાં એ પર જ એકાગ્ર ચિત્તે મંડયા રહે છે. " જેવી મિલ્કત એવું પામે " એમ એ કહેવત વાસ્તવિક રીતે હોવી જોઇયે.

## કહેવતોમાં સુધારો

હવે કહેવતનો ઉત્તર ભાગ લઇયે. "વાવે તેવું લણે" એ ઉક્તિ સાચી હોત તો બાદશાહી ખેતીવાડી કમીશનની શી જરૂર, સહકારી મંડળો કે કોન્ફરન્સોની શી આવશ્યકતા, મહેસુલના નિયમો કે દુષ્કાળ નિવારણ ફંડના સેક્રેટરીઓ શા વાસ્તે? ખેતીવાડી કમીશનનો રીપોર્ટ પ્રગટ થયા પછી કહેવતના આ ભાગમાં યોગ્ય સુધારો થઇ શકે. એને સત્ય બનાવવા વાસ્તે 'વાવે' અને 'લણે' એ બે શબ્દો વચ્ચે પ્રો. ખુશાલ શાહનાં અર્થશાસ્ત્રનાં પુસ્તકો ગોઠવવાં પડે છતાં એ કહેવતને આવા રૂપમાં મુકી શકાય.

"વાવે ત્યારે જમીન સારી હોય, ખેતરોના બહુ ન્હાના ભાગલા પડી ન ગયા હોય, વરસાદ સારો હોય, તીડનો ઉપદ્રવ ન હોય, જમીનદાર તાલુકદાર કે મહેસુલ ઉઘરાવનાર અમલદાર ત્રાસ ન આપે અને વધારે પડતી મહેસુલ ખૂંચવી ન જાય, ખેડુત શાહુકારનો દેવાદાર ન હોય, સહકાર હોય અને વેઠ ન હોય તો સારૂં લણે" કેવી ટૂંકી ને ટચ આ કહેવત છે! એમાં સરલતા ઉપરાંત સત્યતા પણ છે.

આથી પણ અર્થરહિત કહેવત એ "ખેડે એનું ખેતર" છે. શું બંગાળાના મહારાજાઓ, અયોધ્યા બાજુના તાલુકદારો, ગુજરાતના ઠાકોરો કે મદ્રાસના જમીનદારો પોતે ખેતર ખેડે છે? છતાં એ ખેતરો એમનાં છે એની કેમ ના કહેવાય? સરકાર તો કહે છે કે રૈયતવારી મુલકોમાં પણ ખેતરો સરકારનાં જ છે અને ખેડૂતોને ખેડવા આપેલાં છે. આ પ્રશ્ન જો કે ખેતીવાડી કમીશનની પ્રશ્નાવલીની બ્હારનો છે છતાં આ કહેવતને ખાતર એનો નિર્ણય થવો જરૂરનો છે. "જેની માલીકી એનું ખેતર" અથવા તો "જે પ્રાચીન કાળથી પચાવી પડયો એનું ખેતર" એ ઉક્તિ વધારે સત્ય ગણાય.

## કહેવતો અને કોમી વિસંવાદ

વળી કેટલીક કહેવતો માત્ર અસત્ય જ નથી હોતી (એમ હોય તો આ જમાનામાં ચાલી શકે) પણ સામાજિક દૃષ્ટિએ અહિતકારક છે. ઉદાહરણ તરીકે "દરજીનો દીકરો જીવે ત્યાં સુધી શીવે" કે "ભણ્યો કણબી કોમ ખોળે" કે "ઢેડાને હવાલદારી મળી" કે "શીરા સારૂ શાવક થયા" એવી કહેવતોથી ભિન્ન ભિન્ન કોમો વચ્ચે કેટલી ગેરસમજ અને કલહ થવા સંભવ છે? આવી ઉક્તિયોથી જેને નવા માનસ-શાસ્ત્રમાં "Inferiority–complex" કહે છે એ આવી જ્ઞાતિયોમાં પોષાય છે અને "સંપ ત્યાં જંપ" એ કહેવતની અસર ભૂંસાઇ જઇ કોમી કુસંપ વધે છે અને સ્વરાજ્ય પ્રાપ્ત થતું નથી. વસ્તુતઃ આવી કેટલીક કહેવતો સત્ય પણ હોતી નથી. કેટલાક દરજીના દીકરાઓ અથવા દરજીના કેટલાક દીકરાઓ જીવે ત્યાં સુધી શીવતા નથી એટલું જ નહિં પણ કારકુન થાય છે, અને કોઇવાર રાજાને કુંવર ન હોય તો રાજા સુદ્ધાં થઇ જાય છે. દરજીને વિસ્તૃત અર્થમાં મોચી સમઝીએ તો (વિસ્તૃત અર્થમાં ગમે તેને ગમે તે સમઝી શકાય છે) તો મોચીનો પુત્ર ઇંગ્લંડનો વડો પ્રધાન પણ થયેલો: અને ધોબી સમજીએ તો ધોબીઓ કંપનીઓ (કપડાં ધોવાની) સુદ્ધાં કહાડે છે. આ કહેવત શાસ્ત્રીય દૃષ્ટિયે પણ સ્વીકારાય એવી નથી. બાપનો ધંધો ચાલુ રાખવા માટે દીક-રાને ઘણી સગવડ હોય છે એ ખરૂં; એ ઉદ્યોગ પ્રત્યેની સ્વ-ભાવિક વૃત્તિ, બાલકપણથી એની ઝીણવટની સમઝણ, એની ઘરાકી (business goodwill), સોય, દોરો, શીવવાના સંચા ઇત્યાદિ યાંત્રિક બળોની જમાવટ એ સર્વેથી દરજીના દીકરાને શીવવાના ઇચ્છા થઇ આવે એ સ્વાભાવિક છે. પણ

એ કહેવત રચનારાએ પિતાના ગુણ પુત્રમાં કેવી રીતે ઉતરે છે એના નિયમોનો બરાબર અભ્યાસ નહિ કરેલો, નહિં તો એ જાણતો હોત કે શીવવાની કુશળતા દરજીમાં હોય માટે એના દીકરામાં ઉતરે જ એવો કંઇ નિયમ નથી. ફીલીપ અને સીકંદર ચેથમ અને પીટ, ચેમ્બર્લેનો તથા ચર્ચીલો અને ત્હમારા પિતા તથા ત્હમે કે ત્હમે અને ત્હમારા પુત્ર જેવા થોડા અપવાદો શિવાય પિતા જેટલો પ્રતિભાશાળી પુત્ર ક્વચિત જ થાય છે તો પછી દરજીનો દીકરો શા વાસ્તે સારો દરજી થાય? ઘણીવાર તો પિતાના ધંધા પ્રતિ પુત્રને સ્વાભાવિક અનાદર કે કંટાળો જ હોય છે. અંગ્રેજીમા કહેવત છે કે ફાંસીઆને ઘેર કોઇ ફાંસીના દોરડાની વાત ન કરે એનો મૂલ હેતુ પણ એ જ છે. કંદોઇનાં છોકરાંને મીઠાઇ તરફ તિરસ્કાર હશે એમ ઘણા વખતથી મ્હને લાગે છે અને એ સત્ય હોય તો દરજીના દીકરા વિશેની ઉક્તિ કોઈ બીજા ધધાદારીએ ઇર્ષ્યાથી કે હેરાન થયેલા ઘરાકે ક્રોધમાં કરેલી કલ્પના માત્ર જ છે. "ભણ્યો કણબી કામ ખોળે" એ કહેવતમા કણબી પ્રત્યેના તિરસ્કાર ઉપરાન્ત કેળવણીના વિરોધનો ધ્વનિ પણ છે. સરકારી શાળાના બહિષ્કાર વખતે આ કહેવત ઉપયોગી નીવડે પગ્તુ હાલ જ્યારે ફરજીયાત અને મફત કેળવણીની વાતો આપણે ફરીથી શરૂ કરી દીધી છે અને યુનીવર્સીટીઓ કહાડવાની કે સુધારવાની યોજના ઠેર ઠેર ચર્ચાય છે ત્યારે આ કહેવતનો ગુજરાતી ભાષા ને સાહિત્ય (કે વાઙ્મય?) માંથી લોપ કરવા કેળવણી ખાતાના પ્રધાને પગલું લેવું ઘટે છે. ભણેલા કણબીઓએ કામ નથી ખોળી એના નામ સાથે દૃષ્ટાન્ત આપવાં ઉચિત નથી કારણ કે એવા મહાજનો ભણેલા છે એ વાત જ્યારે એમના પ્રતિસ્પર્ધીઓ સ્વીકારવાની ના પાડશે ત્યારે પોતે કણબી છે

એનું સ્મરણ કરાવવું એ એમને કદાચ અપમાનકારક લાગશે. ઢેડાને વિશેની તિરસ્કારયુક્ત ઉક્તિયો અંત્યજોદ્ધારના આ જમાનામાં અયોગ્ય છે. અંગ્રેજી શબ્દોથી ભરેલા ગુજરાતીને પણ આપણે "ઢેડ ગુજરાતી" કહીએ છિયે એ ઢેડાને અપમાનકારક છે. કારણ કે ખ્રીસ્તી થઈ ગયેલા ઢેડો શિવાય બીજા અગ્રેજી બોલતા નથી અને ખ્રીસ્તી થઇ ગયેલા ઢેડાને આપણે ઢેડા લેખતા નથી. "શીરા સારૂ શાવક થયા" એ કહેવત આપણા જૈન બંધુઓપર અયોગ્ય લાંછન છે. તેઓ શું શીરો ખાવા જ શેત્રુંજે જતા અને હવે નથી જતા? રા. કનૈયાલાલ મુનશીનાં પુસ્તકો વિરુદ્ધ કોલાહલ કરનાર બંધુઓ શા વાસ્તે આ કહેવત ગુજરાતી ભાષામાંથી કહડાવી નાંખવા મથતા નહિં હોય? જૈન બંધુઓને મિષ્ટાન્ન કે ગળ્યા ભોજનનો શોખ કદાપિ હશે તો પણ એ વાતને એમના ધર્મ સાથે બિલકૂલ સંબન્ધ નથી. આ કહેવત ખોટી પાડવા માટે જેટલા આગ્રહથી તેમણે શેત્રુંજાનો ત્યાગ કર્યો છે એટલા જ દૃઢ નિશ્ચયથી શીરાનો ત્યાગ કરવો જોઇએ કે જેથી કહેવત આપો આપ ખોટી પડે.

કેટલીક કહેવત તો જ્ઞાતિની સંસ્થાને જ હાનિકારક છે. "ધણી ધણીયાણી રાજી તો શું કરે મીયાં કાજી?" એ કહેવતમાં હિન્દુઓને મુસલમાન ધર્મગુરુઓની સત્તા હેઠળ લાવવાનો ગુપ્ત પ્રયાસ છે એ ક્ષણભર વીસરી જઇયે તો પણ આ ઉક્તિ જ્ઞાતિનો મૂળ હેતુ—બીજાના કાર્યમાં દખલગીરી કરવી એ—નો ભગ કરે છે. ધણી ધણીયાણી રાજી હોય એથી માત્ર લગ્ન થાય નહિં. ધણી ધણીઆણીના દાદા અને દાદીને લગ્નની હોંશ હોય, સગાં વ્હાલાંઓ સમત હોય અને જ્ઞાતિ વાંધો ન લે તો જ લગ્ન થઇ શકે. ધણી ધણીઆણીની ઇચ્છા એમના પોતાના લગ્નમાં શા હીસાબમાં?

# કહેવતોમાં સુધારો

જેમ જ્ઞાતિયોની અસમાનતા અને ભેદને ટકાવી રાખે એવી કેટલીક કહેવત છે એમજ સ્ત્રી જાતિ વિશેની કહેવત એમની પરતંત્ર દશા અને અધોગતિ સૂચવનારી હોઇ એ રદ કરવી જોઇયે. "દીકરી ને ગાય દોરે ત્યાં જાય" એ કહેવતમાં ગાયનું કેવું અપમાન છે? ગાય લાત મારી શકે છે, શીગડા મારી શકે છે પણ દીકરીને વધારે સરલતાથી દોરવી જવાય છે, તેથી ગાયની સ્વતંત્રપ્રિયતા દીકરીમાં નથી એમ પૂરવાર થાય છે. વળી ગાયની પેઠે દીકરીને હમેશ અજ્ઞાન કે નિરક્ષર રાખી શકાતી નથી. એથી ગાય દીકરી કરતાં વધારે કહ્યાગરી થાય છે. "ભદ્રંભદ્ર"માં પ્રસન્નમનશંકરના ડચીમામા પોતાની ગાયને પણ કન્યાશાળાના ખેતરમાં ઘાસ ચરવા જવા દેતા ન્હોતા કે રખેને ભણેલું ઘાસ ચરી આવે એ એમની આ કહેવતની ઊંડી સમઝ દેખાડે છે. પરંતુ સર હરિસિંહ ગોરના લગ્ન વિશેના કાયદા થયા પછી ખરા ગોરોની સત્તા ઘટતી જાય છે. અને થોડાજ વખતમાં "દીકરી (રે હાય!) ધારે ત્યાં જાય" એવી ઉક્તિ પ્રચલિત થશે એટલું જ નહિં પણ સત્ય પડશે. ગાય માટે તો "મોટર ને ગાય હાંકે ત્યાં જાય" એમ એ કહેવતને બદલી શકાય. "વહુ તે ડાબા પગનું ખાસડુ" એ કહેવત પણ ખાસડાંને નાહક હલ્કુ પાડે છે. ડાબા પગનું ખાસડું ખોવાઇ જાય કે ફાટી જાય તો જમણા પગનું ખાસડું નિરાધાર બને છે અને એને નાંખી દેવું પડે છે. પરંતુ વહુ ગુજરી જાય તો વરને હરકત આવતી નથી કારણ કે એ બીજી વહુ કરી શકે છે. જેટલો ખર્ચ અને જેટલું કષ્ટ બીજી વહુ કરવામાં થાય છે એટલી પીડા નવા જોડા લેતાં થતી નથી એ દેખાડેછે કે જોડામાં સરલતા છે. "વહુ ને વરસાદ બેને જશ નહિ." એમા વહુને પ્રકૃતિના એક અમૂલ્ય અંગ સાથે સરખાવી ખોટો જશ આપેલો

છે. હાલ કેળવાએલો વર્ગ બહુધા મ્હોટાં શહેરોમાં રહેતો હોઇ એ આ કહેવતમાં રહેલું વરસાદનું મહત્ત્વ સમજી શકે નહિં. માટે દરેક ધધાદારી આ કહેવતને પોતાને અનુકૂલ રૂપમાં ફેરવી નાંખે તો એ ઉપયોગી થાય. ઉદાહરણ તરીકે વકીલો કહે કે "વહુ ને વકીલ બેને જશ નહિં." (કેસ હારે તો અસીલનો અપજશ, જીતે તો કેસ ઘણો સારો હતો એને લીધે જીત્યા એમ કહેવાય). ડાકટરો કહે કે "વહુ ને ડાકટર બેને જશ નહિં." (દરદી મરી જાય તો ડાકટરને દોષ, જીવે તો વિધિનો ઉપકાર મનાય) વેપારી કહે કે "વહુ ને વેપારી બેને જશ નહિં" (સસ્તો માલ આપે તો હલ્કો ગણાય અને સારો આપે તો મોંઘો કહેવાય) આ કહેવતનો આમ અસંખ્ય રીતે ઉપયોગ થઇ શકે.

બીજી ઘણીએ કહેવતો છે જે સુધારવાની અત્યંત જરૂર છે.

## વખાણી ખીચડી દાંતે વળગી

એ કહેવતમાં ખીચડીમાં સમઝણ શક્તિ છે એ વાતનો સ્વીકાર કરવામાં જગદીશચન્દ્ર બોસની શોધ પછી કોઇને વાંધો ન હોય પરંતુ આ અર્ધ સત્ય ઉક્તિમાં પ્રોત્સાહનની આવશ્યક્તા વીસરી જવાય છે. પ્રોત્સાહનથી મનુષ્યની શક્તિ વધે છે. અને મનુષ્ય હોય તેથી પણ અધિક મહાન થવા મથે છે. પોતાની શક્તિપરના અવિશ્વાસથી કેટલી જિંદગી ખુવાર થઇ ગઇ હશે એનો વિચાર કરીએ ત્યારે પ્રગલ્ભતા બહુ મોટો દોષ નથી લાગતો. વખાણેલી ખીચડી દાંતે વળગતી હોય તો વખોડેલી ખીચડી તો કાચી જ રહે. વખાણથી મનુષ્ય બગડી જાય માટે વખાણ ન કરવાં એ ન્યાય નથી. તો બર્નાર્ડ શો કહે છે એમ દેવાદારે દેવું પણ ચુકવવું ન જોઇયે કે રખે લ્હેણદાર એનો

દુરૂપયોગ કરે. વ્યાજથી વખાણ એક પ્રકારનું દેવું છે અને એનું પરિણામ દેવાદારે જોવાનું નથી. આ કહેવતને અનુસરીનેજ અત્યારે ગુજરાતના ઘણા અવલોકનકારો બીજાનાં પુસ્તકો કે લેખોને વખોડી કહાડે છે અને એથીજ ગુજરાતી સાહિત્ય કાચી ખીચડી જેવું રહી જાય છે.

## અધુરો ઘડો છલકાય

પૂરો ઘડો ઢોળાય એ વધારે સત્ય હકીકત છે. ઉછાછળા મનુષ્યો વધારે દેખાવ કરે છે એમ આ કહેવતનો અર્થ હોય તો એ અર્થ પણ તદ્દન સત્ય નથી ઘણા મનુષ્યો ઊંડુ જ્ઞાન દેખાડવા ખાતરજ મૌન ધારણ કરે છે અને આપણી માનની વૃત્તિ ઉત્પન્ન કરવા મથે છે. કોઈ હતભાગી ક્ષણે તેઓ જીભને તસ્દી આપે છે ત્યારે જ આપણો ભ્રમ ભાંગે છે અને છલકાતો ન્હોતો એવો એ ઘડો કેટલો અધુરો છે એનુ ભાન થાય છે. આપણી જાણમાં એવા તો કેટલાયે અભિમાની મૂર્ખાઓ હોય છે જે ઘણા મનુષ્યોની મીજલસમાં માત્ર પોતાનું મહત્ત્વ દેખાડવા અને અજ્ઞાન ઢાંકવા બોલતા નથી જ્યારે જ્ઞાનથી ભરેલા પુરુષો જ્ઞાનનો લાભ આપવા અસ્ખલિત વાગ્ધારા ચલાવે રાખે છે. આ કહેવતને આમ બદલી શકાયઃ "ઘડાનું છલકાવું એ કેટલો ભર્યો છે એ પરજ નહિં પરંતુ એને કેવી રીતે ઉચક્યો કે ઝાલ્યો છે એ પર પણ આધાર રાખે છે. પૂરા ઘડા ઢોળાઈ જાય છે અને કાણા ઘડામાં પાણી રહેતું નથી."

## કરીએ સેવા તો પામીએ મેવા

આ વાત લેશ માત્ર સ્વીકારાય એવી નથી. ખરી સેવા અત્યારે ગામડામાં કરવાની છે એમ શહેરમાં રહેતા લોકનાયકો અને છાપાંવાળાઓ પોકારી પોકારીને કહે છે. હવે ગામડામાં

ક્યાં તો મેવા મળતા નથી અથવા એની કીંમત આકરી હોય છે. એટલે ગ્રામ્યજીવનનો પુનરુદ્ધાર કરવા વાસ્તે મળેલા ફંડ ઉપર તરાપ માર્યા શિવાય મેવા મેળવવા સ્હેલા નથી. સેવાની સમાજોના કે સંસ્થાઓના સભ્યોએ મેવા ખાધા જાણ્યા નથી. નહિં તો હિન્દ સેવક સમાજના સભ્ય શ્રીયુત દેવધરની આવી તબીયત ન હોત અને સાહિત્ય સેવકના ગણ–પતિ રા. વિજયરાય વૈદ્યને મેવા મળ્યાની ખબર 'કૌમુદી'ની સાહિત્ય રોજનીશીમાં નોંધાત. સમાજસેવા, સાહિત્યસેવા કે ભારતસેવા ( એક ગુજરી ગયેલું અઠવાડિક ) કરનાર મનુષ્યને મેવા મળતા નથી તો પછી સાદી સેવા ( જેને પ્રાકૃત ભાષામાં નોકરી કે મજુરી કહે છે એ ) કરનારને તો ક્યાંથી જ મળે ? એના કરતાં "જે પૈસા સાથે જાય લેવા એને મળે મેવા" એ કહેવત વધારે યોગ્ય છે.

## ગાજતા મેહ વરસે નહિં અને ભસતા કુત્તા કાટે નહિં.

એ કહેવતને વિશ્વાસે ઘણી વાર છત્રી વગર ચોમાસામાં બ્હાર જવાથી હું વરસાદથી તરબોળ થઇ ગયો છું અને મ્હારા એક મિત્ર તો ભસતાં કુતરાં તરફ બેપરવા હોવાથી એક ભસતા કુતરાએ એમના ધોતીઆનો છેડો કરડ્યો અને વહેમાઇને એમને કસુવલી જવું પડયું. ગર્જના સાથે વરસાદ પડે છે એ અનુભવ અનેકવાર થયા છતાં શા સારૂ આ ઘોર અસત્ય આપણે સહન કરતા હોઇશું ? મ્હારા મિત્ર તો પ્હેલાં ભસતા કુતરાં વિશેની કહેવત સત્ય માનતા; પરતુ હવે કોઇને એ કહેવત બોલતાં સાંભળે છે તો પોતે કુતરા નથી કે ભસતા પણ નથી છતાં રોષથી ભરાઇ કરડવા ધસે છે. આ કહેવતનો ઉદ્દેશ જો એમ હોય કે જે માણસો ખૂબ શોરબકોર કરે છે, બાંટા પાડે છે, ગાળા ગાળી કરે છે એમનામાં ભાગ્યેજ સાચી મારામારી

કરવાની શક્તિ કે એટલું શૌર્ય હોય છે તો એ હકીકત સ્પષ્ટ શબ્દોમાં જણાવવી જોઇતી હતી. આવી અસત્ય ઉપમાથી કેટલાયે નિર્દોષ ને શ્રદ્ધાળુ મનુષ્યોને હેરાન થવુ પડયુ હશે !

કેટલીક કહેવત અસત્ય નથી છતાં અર્વાચીન શોધો ને અનુકૂલ થાય એવી રીતે એને બદલી શકાય. એક જ દૃષ્ટાન્ત લઇયે. "જ્યાં ન પ્હોંચે રવિ ત્યાં પ્હોંચે કવિ" એ કહેવતને આધુનિક જમાનામાં અસરકારક બનાવવા ભિન્ન ભિન્ન રૂપમાં દર્શાવાય.

જ્યાં ન પ્હોંચે એક્સ રે
જ્યાં ન પ્હોંચે વાયર લેસ } ત્યાં પ્હોંચે કવિ
જ્યાં ન પ્હોંચે એરોપ્લેન

અને પ્રાસજ મેળવવો હોય તો એ કહેવત આમ બદલી શકાય.

"જ્યાં ન પ્હોંચે મત્રી ત્યાં પ્હોંચે તત્રી."

મતલબ કે રાજ્યની જે ગુપ્ત વાતોથી રાજ્યનો મત્રી (કે અમલદાર) અજ્ઞાત હોય છે ને છાપાનો અધિપતિ ગમે ત્યાંથી ખબર મેળવી જાણી જાય છે. શ્રીયુત શાસ્ત્રીની દક્ષિણ આફ્રીકાના એજંટ જનરલ તરીકે નીમણુક થઇ એ સરકારને ખબર પડી તે પ્હેલાં મહિના દિવસ અગાઉ છાપાઓના "પ્રીંટર ને કોમ્પોઝીટર"ને ખબર પડી ગઈ હતી.

અત્યાર સૂધી આપણી કહેવતો લખાતી ન્હોતી પણ માત્ર બોલાતીજ હતી એથી કેટલો ગેરલાભ થયો છે એ એકજ દૃષ્ટાન્ત ઉપરથી સમઝાશે. "નહિં મામા કરતાં કહેણો (કહેવાનો) મામો સારો" એને બદલે "નહિં મામા કરતા કાણો મામો" સારો એવી ઉક્તિ પ્રચલિત થઇને કેટલાયે મામાઓની આંખ ને પ્રતિષ્ઠાને હાનિરૂપ નીવડે છે. આ કેવળ કાલ્પનિક દોષ નથી.

મ્હારી ઓળખાણના એક ગૃહસ્થ ચોથી વાર લગ્ન કરવાનો વિચાર કરતા હતા ત્યારે એમની જાણમાં બે કન્યાઓ હતી. એકને ભાઇ ન્હોતા અને બીજી કન્યાને એક પીત્રાઇ ભાઈ હતા જેની આંખ કાચની હતી. પરતુ આ કહેવતનું સ્મરણ થવાથી એમને લાગ્યું કે એમની ભવિષ્યની સંતતિ વાસ્તે નહિં મામા કરતાં કાણા મામા સારા અને એ માન્યતાને લીધેજ કાણાભાઇ (નામે નહિં પણ દેખાવે)નાં ભગિની સાથે એ ગરીબ કુટુમ્બનાં હોવા છતાં લગ્ન કર્યાં. દુર્ભાગ્યે એમને કંઇ સંતતિ થઇ નહિં એટલે કહેવતનું ખરૂં મૂલ્ય અંકાયું નહિં.

આટલું બસ છે. સંક્ષિપ્તતાના ગુણવાળી કહેવતો વિશે લાંબો લેખ ન હોય (જો કે આમજ બહુ લાંબો થઇ ગયો છે). બીજી બધી કહેવતો ઉપર આ પ્રમાણે પ્રયોગો વાચક પોતે કરી લેશે અને કહેવતની સુધારણા વિશે ગંભીરતાપૂર્વક અને શાંતિથી આપણા વિદ્વાનો, સાક્ષરો, લેખકો અને ગ્રાહકો વિચાર કરશે એવી આશા છે.

# રંગુનનાં કેટલાંક દશ્યો

રંગુન બર્મા પ્રાંતની રાજ્યધાની છે એ વાત એટલી બધી પ્રસિદ્ધ થઇ ગઇ છે કે અહિંના ગુજરાતીઓને કાને પણ પ્હોંચી છે એમ અહિંની ગુજરાતી નિશાળના વિદ્યાર્થીઓની પરીક્ષા લેતાં જણાયું. પરંતુ રંગુન બર્માનું મુખ્ય નગર છે છતાં એમાં બર્મનો સૌથી ઓછા પ્રમાણમાં વસતા હોય એમ લાગે છે અને સૌથી ઓછા દષ્ટિયે પડે છે. રંગુનનો વ્યાપાર અંગ્રેજો, મારવાડીઓ, ગુજરાતીઓ અને ચટ્ટીઓ (chetties–મદ્રાસના વૈશ્યો)ના હાથમાં છે. અહિંની નદીમાં "સમ્પાનો" નામના ન્હાના મછવાઓ ચિતાગૉંગ (જેને અહિં ચટગાંવ કહે છે એ) બાજુના મુસલમાનો હંકારે છે અને 'રિક્શા' (rickshaw) જેને અહિં "લચો" કહે છે એ કોકાનાડા બાજુના કુરબી લોકો ખેંચે છે. આ શહેરમાં મુખ્યત્વે કરીને મજુરો મદ્રાસી, નોકરિયાત વર્ગ અને દવા વેચનારા

બંગાળી, વકીલો ડાક્ટરો ને દુકાનદારો વિવિધ પ્રાન્તના, દરવાનો ઉત્તર હિન્દુસ્તાનના અને બદમાશો વર્ણસંકર હોય છે. ભિન્નભિન્ન પ્રાન્તના મુસલમાનો વાસ્તે સંબન્ધ દર્શાવતા વિવિધ શબ્દો વપરાય છે. આ રીતે મલબારના મોપલા વાસ્તે " કાકા ", ચિતાગૉંગના રહેવાસીઓને " મામા ", મદ્રાસના ચોલિયા " ન્હાના " અને સુરતી મુસલમાનોને " મ્હોટા " એવા ઉપનામોથી સંબોધી રંગુન એક વિશાલ કુટુમ્બનો ખ્યાલ આપે છે. રગુનમાં કેટલોક સમય ગાળ્યા પછી ત્યાં બર્મનો વસે છે એની ખાત્રી થાય છે. પચરંગી પ્રજાનું આ નગર બર્મનોનું નહિં પણ હિન્દીઓનું શહેર છે. બર્મન ભાષામાં તો ' ર ' અક્ષર જ ન હોવાથી બર્મનો આ શહેરના નામનો ઉચ્ચાર ' યેંગુન ' કરે છે એમ બર્મન ભાષાથી અજ્ઞાત એક ભાષાશાસ્ત્રીનું કહેવું હતું. બર્મનો પોતાની ભાષા એટલી ત્વરાથી બોલે છે ( આ કુટેવ સર્વ પરદેશીઓને હોય છે ) કે એમાં ' ર ' અક્ષર છે કે નહિં એ સમઝી શકાતું નથી. બર્મન ભાષા ચીની ભાષાની પેઠે ઉપરથી નીચે એમ ઊભી લીટીમાં લખાતી નથી. પણ આપણી લિપિની જેમ આડી લખાય છે. એ ભાષાના અક્ષરોના કૂંડાળામાં બર્મનોના નાકના જેટલી એકરૂપતા હોય છે અને મદ્રાસ તથા બર્મા બંનેની ભાષા ન જાણનારને તામીલ લિપિનો ભાસ કરાવે છે.

*  *  *

પરંતુ બર્મા કે બર્મનો વિશે જ્ઞાન ધરાવવું એ ખરા બૃહદ્ ગુજરાતી ( એટલે ધનમાં કે શરીરમાં બૃહદ્ નહિ પણ બૃહદ્ ગુજરાતમાં વસતા ગુજરાતી )નું લક્ષણ કે કર્તવ્ય નથી એટલે બર્મનો વિશે કંઇ પણ લખવું અસ્થાને છે. અહિંના ગુજરાતીઓ

# રંગુનનાં કેટલાંક દૃશ્યો

બર્મન પુરુષને "બર્મો" અને બર્મન સ્ત્રીને "બર્મી" કહે છે. બર્મનો આળસુ, ભોળા, મોજીલા અને ઉડાઉ હોય છે એ ગુજરાતીઓ સારી રીતે સમઝી ગયા છે અને આ જ્ઞાન વ્યાપારમાં પણ ઉપયોગી થઇ પડે છે. રગુન બ્હારના પ્રદેશને ગુજરાતીઓ "જગલ" કહે છે–પછી તે રગુનથી બે માઇલ, બાવીસ માઇલ, બસો માઇલ કે બે હજાર માઇલ દૂર હોય. રગુનથી બાર માઇલ દૂર ઇન્સીન કરીને રગુનનું એક પરુ છે તે પણ "જગલ". અને છેક ચીનની સરહદ ઉપરનો પ્રદેશ તે પણ "જંગલ". આથી "એ ભાઇ તો જંગલમાં ગયા છે" એમ કહેવામાં આવે ત્યારે એ રગુનની સરહદ ઓળગી ગયા છે એટલું જ સમઝી શકાય.

રગુનના પરામાં આવેલા બગલા કે માળાઓને "બગીચો" કહે છે. અને એ શબ્દનો અદ્ભુત શબ્દાલંકારથી આવા બંગલામાં થતી મિજબાનીના અર્થમાં પ્રયોગ થાય છે આવા "બગીચાઓ" પ્હેલાં (એટલે કે પાંચ કે પચ્ચીસ વર્ષ ઉપર) જ્યારે વેપારમાં કસ હતો (આ વાક્યના અર્થ વાસ્તે નીચે જુવો) ત્યારે લગભગ દર રવિવારે થતા અને પુષ્કળ લોકો પુષ્કળ પ્રમાણમાં મિષ્ટાન્ન ઉડાવતા. હવે આવા "બગીચાઓ" ઓછા થઇ ગયા છે. પરતુ શહેરની મધ્યમાં મ્હોટા ઘરમાં બારમાની નાત થાય એને પણ હજી "બગીચો" જ કહેવામાં આવે છે; જો કે ત્યાં તુલસીના કુડાં શિવાય બગીચાનું બીજું ચિન્હ દૃષ્ટિયે પડતુ નથી. આ પ્રમાણે શહેર બ્હાર બગલાની વાડીમાં થતી મિજબાની વાસ્તેનો "બગીચો" શબ્દ મિજબાની વાસ્તે રૂઢ થઇ ગમે તે સ્થળે થતા ભોજન વાસ્તે વપરાય છે.

રગુનમાં હિન્દથી લોકો આવતા ગયા એ પછી અથવા

તો એને લીધે અહિંની ઋતુમાં મહાન પરિવર્તનો થઇ ગયાં છે એમ લાંબા સમયથી વસતા ગુજરાતીઓના કહેવા ઉપરથી જણાય છે. અહિંયા પહેલાં ( આ શબ્દની વ્યાખ્યા વાસ્તે ઉપર જુવો ) વરસાદ પુષ્કળ પડતો, તાપ કે ટાઢ હતાં જ નહિ અને કાગડાઓ પણ અલ્પ પ્રમાણમાં હતા. હિન્દીઓની વસ્તી વધતી ગઇ એમ વરસાદ ઓછો થઈ ગયો અને તાપ તથા ટાઢ વધ્યાં. દર શિયાળે રંગુનનિવાસીઓ કહે છે કે આ વર્ષ જેટલી ટાઢ આગળ અહિ કોઇ વાર પડી નથી અને પ્રત્યેક ઉન્હાળે કહે છે કે આવો તાપ તો રંગુનના ઇતિહાસમાં કોઈ વર્ષે જાણ્યો નથી. એમની પોતાની ( ઋતુ વિશેની ) સ્મરણશક્તિ મંદ હોવાને લીધે કે આપણી ( એમની પુનરુક્તિ વિશેની ) સ્મરણશક્તિ મંદ હશે એમ ધારીને તેઓ આ કહે છે એ સમજવું કઠણ છે. અહિંયાં કેટલો વરસાદ પડે છે એનો યથાર્થ ખ્યાલ કોઇ આપી શકતુ નથી. કેટલાક સો ઇંચ, કેટલો સવાસો ઇંચ અને કેટલાક બસો ઇંચ વરસાદ પડે છે એમ કહે છે. મુલ્મીનમાં તો બસો અને અક્યાબમાં ત્રણસો ઇંચ પાણી પડે છે એમ પણ એમની માન્યતા છે. ચિરાપુંજીમાં હજાર દોઢ હજાર ઇંચ વરસાદ પડતો હશે એવી એમની ધારણા હશે? ઇંચનું માપ હજી કદાચ અહિં રૂઢ નહિ થયું હોય.

* * *

આવી અસાધારણ અને પ્રતિવર્ષ બદલાતી ઋતુને લીધે જ નવા આવનારને જૂના રહેવાસીઓ ઘણી ચેતવણી અને ઘણો ઉપદેશ આપે છે. "અહિંયાં બહુ સંભાળ રાખજો. અહિંની ઋતુ માફક આવી જાય તો હાથી જેવા સ્થૂળ શરીરના બની દેશમાં જશો, અને નહિં આવે તો થોડા

દિવસમાં જ ન્હાસી જવું પડશે." આ આપણો દોષ કહેવાય કે ઋતુનો? છતાં આ બોધ આપણને મળે છે. સંભાળ શી અને કેવી રીતે લેવી એ કોઇ કહેતુ નથી એટલે નવો આવનાર તો શું કરવું એની ચિન્તામાં મૂંઝાઇ જાય છે અને કેટલાક તો એને લીધે વ્યાધિગ્રસ્ત થાય છે અને બર્મા છોડી જાય છે. મુબઇમા નવેમ્બર–ડીસેમ્બર મહિનામાં પડે છે એથી પણ ઓછી ઠડી અહિ જ્યારે પડે છે ત્યારે લોકો ટાઢથી ધ્રુજે છે અને ગરમ કપડાં પ્હેરી કે શાલ ઓઢીને બેસે છે. વરસાદ પડ્યાં પ્હેલાં કેરી ન ખવાય એવી માન્યતા પ્રાચીન કાલથી અહિ ચાલતી આવેલી હોવાથી ઉન્હાળાના દિવસોમાં કેરીનો બહિષ્કાર કરીને, અને વરસાદમાં છત્રી રાખીને લોકો સંભાળ લે છે. પરતુ અહિંની ઋતુનું એક શુભ લક્ષણ એવું અદ્વિતીય છે કે જગતના બીજા કોઇ નગરમાં નહિ હોય ઘણા બન્ધુઓ નવા આવનારને આશ્વાસન આપે છે કે "અહિંની ઋતુ બૈરાંછોકરાં માટે બહુ સારી છે." સ્ત્રી પુરુષ વચ્ચે અને ન્હાના મ્હોટા વચ્ચે ઋતુ આવો ભેદ કરે છે એ ખરેખર અદ્ભુત છે. આ અન્યાય વિરુદ્ધ પુરુષો અને મ્હોટી ઉમ્મરનાઓ સખ્ત વાંધો ઉઠાવી ન શકે? સ્ત્રી અને વય પ્રત્યે આ એક પ્રકારનો પક્ષપાત ન કહેવાય? કોઇ શહેરમાં ઋતુનો આવો અન્યાય-યુક્ત પક્ષપાત જાણ્યો નથી.

* * *

સ્ત્રીઓ ઉપર અહિંની ઋતુની આવી અનન્ય કૃપા હોવાથી અહિંની ગુજરાતી સ્ત્રીને ખાસ હરવા ફરવાની આવશ્યક્તા નથી હોતી. લક્ષાધિપતિ ગુજરાતીને ત્યાં પણ–એકાદ અપવાદ શિવાય–સ્ત્રી જ રાંધે છે. કારણ કે પુરુષ રસોઇયાનો પગાર

તો એને લીધે અહિંની ઋતુમાં મહાન પરિવર્તનો થઇ ગયાં છે એમ લાંબા સમયથી વસતા ગુજરાતીઓના કહેવા ઉપરથી જણાય છે. અહિંયા પહેલાં (આ શબ્દની વ્યાખ્યા વાસ્તે ઉપર જુવો) વરસાદ પુષ્કળ પડતો, તાપ કે ટાઢ હતાં જ નહિં અને કાગડાઓ પણ અલ્પ પ્રમાણમાં હતા. હિન્દીઓની વસ્તી વધતી ગઇ એમ વરસાદ ઓછો થઈ ગયો અને તાપ તથા ટાઢ વધ્યાં. દર શિયાળે રંગુનનિવાસીઓ કહે છે કે આ વર્ષ જેટલી ટાઢ આગળ અહિં કોઇ વાર પડી નથી અને પ્રત્યેક ઉન્હાળે કહે છે કે આવો તાપ તો રંગુનના ઇતિહાસમાં કોઈ વર્ષે જાણ્યો નથી. એમની પોતાની (ઋતુ વિશેની) સ્મરણશક્તિ મંદ હોવાને લીધે કે આપણી (એમની પુનરુક્તિ વિશેની) સ્મરણશક્તિ મંદ હશે એમ ધારીને તેઓ આ કહે છે એ સમઝવું કઠણ છે. અહિંયાં કેટલો વરસાદ પડે છે એનો યથાર્થ ખ્યાલ કોઇ આપી શકતું નથી. કેટલાક સો ઇંચ, કેટલો સવાસો ઇંચ અને કેટલાક બસો ઇંચ વરસાદ પડે છે એમ કહે છે. મુલ્મીનમાં તો બસો અને અક્યાબમાં ત્રણસો ઇંચ પાણી પડે છે એમ પણ એમની માન્યતા છે. ચિરાપુંજીમાં હજાર દોઢ હજાર ઇંચ વરસાદ પડતો હશે એવી એમની ધારણા હશે? ઇંચનું માપ હજી કદાચ અહિં રૂઢ નહિ થયું હોય.

* * *

આવી અસાધારણ અને પ્રતિવર્ષ બદલાતી ઋતુને લીધે જ નવા આવનારને જૂના રહેવાસીઓ ઘણી ચેતવણી અને ઘણો ઉપદેશ આપે છે. "અહિંયાં બહુ સંભાળ રાખજો. અહિંની ઋતુ માફક આવી જાય તો હાથી જેવા સ્થૂળ શરીરના બની દેશમાં જશો, અને નહિં આવે તો થોડા

દિવસમાં જ ન્હાસી જવું પડશે." આ આપણો દોષ કહેવાય કે ઋતુનો? છતાં આ બોધ આપણને મળે છે. સંભાળ શી અને કેવી રીતે લેવી એ કોઇ કહેતું નથી એટલે નવો આવનાર તો શું કરવું એની ચિન્તામાં મૂંઝાઇ જાય છે અને કેટલાક તો એને લીધે વ્યાધિગ્રસ્ત થાય છે અને બર્મા છોડી જાય છે. મુબઇમાં નવેમ્બર–ડીસેમ્બર મહિનામાં પડે છે એથી પણ ઓછી ઠંડી અહિં જ્યારે પડે છે ત્યારે લોકો ટાઢથી ધ્રુજે છે અને ગરમ કપડાં પ્હેરી કે શાલ ઓઢીને બેસે છે. વરસાદ પડ્યાં પ્હેલાં કેરી ન ખવાય એવી માન્યતા પ્રાચીન કાલથી અહિ ચાલતી આવેલી હોવાથી ઉન્હાળાના દિવસોમાં કેરીનો બહિષ્કાર કરીને, અને વરસાદમાં છત્રી રાખીને લોકો સંભાળ લે છે. પરતુ અહિંની ઋતુનું એક શુભ લક્ષણ એવું અદ્વિતીય છે કે જગતના બીજા કોઇ નગરમાં નહિ હોય. ઘણા બન્ધુઓ નવા આવનારને આશ્વાસન આપે છે કે "અહિની ઋતુ બૈરાંછોકરાં માટે બહુ સારી છે" સ્ત્રી પુરુષ વચ્ચે અને ન્હાના મ્હોટા વચ્ચે ઋતુ આવો ભેદ કરે છે એ ખરેખર અદ્દભુત છે. આ અન્યાય વિરુદ્ધ પુરુષો અને મ્હોટી ઉમ્મરનાઓ સખ્ત વાંધો ઉઠાવી ન શકે? સ્ત્રી અને વય પ્રત્યે આ એક પ્રકારનો પક્ષપાત ન કહેવાય? કોઇ શહેરમાં ઋતુનો આવો અન્યાય-યુક્ત પક્ષપાત જાણ્યો નથી.

* * *

સ્ત્રીઓ ઉપર અહિંની ઋતુની આવી અનન્ય કૃપા હોવાથી અહિંની ગુજરાતી સ્ત્રીને ખાસ હરવા ફરવાની આવશ્યકતા નથી હોતી. લક્ષાધિપતિ ગુજરાતીને ત્યાં પણ–એકાદ અપવાદ શિવાય–સ્ત્રી જ રાંધે છે. કારણ કે પુરુષ રસોઇયાનો પગાર

બચાવવા સ્રીની રસોઇની સ્તુતિ કરીને કહે છે કે એની રસોઇ નોકરથી કદી થાય નહિ. અહિં ગુજરાતી સ્રી છૂટથી રસ્તામાં ફરે એ દૃશ્ય અસાધારણ છે. મોગલ સ્ટ્રીટ કરીને વ્યાપારીઓથી વસેલો એક લત્તો છે ત્યાં તો ગુજરાતી સ્રી દૃષ્ટિયે પડવી જ ન જોઇએ એવી રૂઢિ પ્રચલિત છે અને એનો ભંગ કરનારને શી શિક્ષા થાય એની પણ કોઇને ખબર નથી. ત્રણ ચાર મ્હોટી વયની સ્રીઓ પણ એકલી—એટલે કે નોકર વગર— ભાડાંની ગાડીમાં જાય તો સાહસ ગણાય. બૈરાં છોકરાં વાસ્તે એક સામાન્ય નામ અંગ્રેજી નહિં ભણેલા પણ વાપરે છે એ 'ફૅમિલી' ( Family ). બાલક ન હોય તો પણ એકલી પત્નીને Family કહી શકાય. અને તે એટલી હદ સુધી કે પોતાની પત્નીને ઠીક ન હોય તો "મ્હારૂં Family માંદુ છે" અથવા તો "મ્હારા Familyની આંખ દેખાડવા ગયો હતો" એવાં વાક્યો પણ સાંભળવામાં આવે છે. આ પ્રયોગ કદાચ ખાસ રંગુનનો નહિં હોય પરંતુ રગુનમાં એ બહુ પ્રચલિત છે એ તો નિઃસંશય.

* * *

ઋતુ શિવાય જે બીજી વસ્તુ વિશે રગુનમાં સંભાળ રાખવાની એ ચોર. અહિં લગભગ દરેક ચોર ખૂની જ હોય અને ખૂની ચોરીની બાબતમાં બેદરકાર હોય છે. અહિંયાં આપણે પ્હેલીવાર આવીએ અને થોડો સમય સ્થિર થવાના હોઇયે ત્યારે આવી સલાહ અહિં રહેનારા આપે છેઃ "જો જો, ભાઇ સંભાળજો. બર્મા બહુ ખરાબ દેશ છે. અહિંયાં ધોળે દિવસે પણ એકલા ફરવામાં જોખમ બહુ. અહિંના અને આપણા ચોરો વચ્ચે મ્હોટો ફેર એ કે આપણે ત્યાં તો પ્હેલાં પૈસા માંગે અને ન આપીએ તો ઘા કરે, પણ અહિં તો પ્હેલાં જ

પછાડીથી ઘા કરી ઠાર કરે અને પછી જુવે કે આપણી આગળ શું માલ છે!" આ વર્ણન પ્હેલી વાર સાંભળ્યું ત્યારે રસ પડયો, ખાસ ભય લાગ્યો નહિં, કારણ કે એક પણ ગુજરાતીનું એ પ્રમાણે રગુનમાં ખૂન થયું જાણ્યું નથી. પરંતુ આ ભયકર કથા હમેશ ત્રણ ત્રણ વાર સાંભળવી પડતી. મ્હારા એક મિત્ર તો એ વાત દૃષ્ટાન્તો આપી કહેતા: "બસીનમાં એક વાર એવું બનેલું. પછી ખૂનીએ જ્યારે મરનારનાં ખીસ્સાં તપાસ્યાં અને એમાંથી એક જ પૈસો નિકળ્યો ત્યારે એ તિરસ્કારથી શબ પર ફેંકીને ન્હાસી ગયો." એક મહિના પછી એ વાત આ પ્રમાણે એમણે ફરી કરી. "બસીનમાં આવો જ એક ફીસ્સો થયેલો. પરંતુ મરનાર આગળ એક જ પૈસો હોવાથી ખૂની લોહીથી શબના વસ્ત્ર પર તિરસ્કારનો શબ્દ (બર્મન ભાષામાં) લખી પસાર થઇ ગયો." ત્રીજે મહિને વાત કરી ત્યારે એમ કહ્યું: "એક પૈસો લઇ તે ન્હાસી ગયો." પરતુ દૃષ્ટાન્ત વગર આ વાતની પુનરુક્તિથી કટાળી જવાય છે. એક મહિનો રગુનમાં રહ્યા પછી કોઇ ગભીર ચ્હેરે ત્હમને કહેવાનો આરમ્ભ કરે કે "આપણા અને અહિના ચોરોમાં એક મ્હોટો તફાવત એ કે—" ત્યારે ત્હમારે સપાટાબંધ ઉપરનાં તે પછીનાં વાક્યો બોલી જવાં અને અન્તે કહેવું કે "આ ફેર કઇ જેવો તેવો નથી—જીવન અને મૃત્યુ વચ્ચેનો ભેદ એના પરિણામમાં છે." જેવી રીતે પૂના કે મદ્રાસમાં This is a city of distances (આ શહેર બહુ પથરાયેલું હોઇ એમાં અન્તર બહુ) એ વારવાર સાંભળી જ્ઞાનને સ્થળે શોક થાય છે એમ જ રંગુનના આ ક્રૂર ને લોહીતરસ્યા ચોરથી (એટલે કે ચોરની કથાથી) ત્રાસ થાય છે. મ્હને તો વીસમી વાર એ વાત કરી ત્યારે હું રડી પડયો—ફરી કહું છું કે ભયથી નહિં પણ કટાળાથી.

પરંતુ વાત કહેનારને એથી દયા ઉપજી નહિં અને અહિંના અને આપણા ( ચોરોની બાબતમાં પણ સ્વદેશભક્તિ હોય છે ને ! ) ચોરો વચ્ચેનો ભેદ સંપૂર્ણ રીતે કહી સંભળાવ્યો.

*    *    *

રંગુનના ગુજરાતીઓની ભાષા ઉપર બર્મનની નહિં પણ હિન્દુસ્તાનીની પ્રબલ અસર થઈ છે અને નવા આવનારને અપરિચિત શબ્દો ગૂંચવી નાંખે છે. આ પ્રકારનાં વાક્યો તો સામાન્ય થઇ ગયાં છેઃ "પચ્ચીસ નંબરની ગલીમાં હિન્દુ હોટેલ છે. એની બગલની સીઢી પર ચોથે તલ્લે એક કમરો ખાલી છે એનું કીરાયું ૪૫ જ છે અને ત્હમારો તલપ ૧૨૫ હોવાથી મોકો મળે તો એ લઇ લેજો." અથવા તો, "અહિં રકમ રકમની ચીની મળે છે" કે "એ તો એવો લુચ્ચો માણસ છે કે ત્હમે એને શકો જ નહિં. એ તો કોઇ ઠગ હોય તો જ એ એને શકે અને પેલો આને શકે."

'કમરો' શબ્દ ઘણા અર્થમાં વાપરી શકાય છે. સ્ટીમરની કેબિન, રેલ્વે ટ્રેનનો ડબ્બો, ઘરનો ખંડ કે આખું Flat કે બ્લૉક સૌ કમરા તરીકે લેખી શકાય છે. 'મોકો' તો તદ્દન સંદિગ્ધાર્થ છે અને મોકો મળે તો જ સમઝી શકાય. અવકાશ, અવસર, પ્રસંગ, તક ઇત્યાદિ વિવિધ અર્થમાં એ વાપરી શકાય છે. પંદર દિવસ પ્હેલાં જ કચ્છ કાઠિયાવાડથી સીધા આવેલાઓ પણ 'કીરાયું' અને 'કીરાયા ગાડી' શબ્દો ઉત્સાહથી ઉચ્ચારે છે. 'ચીની' ચીનાની સ્ત્રી તેમ જ સાકર બન્ને વાસ્તે વપરાય છે. બટાટાને 'આલુ' કહેવાથી પરદેશમાં વસીએ છિયે એનું ભાન થાય છે. અને આવા શબ્દો તો "રકમ રકમ"ના એટલે ભિન્ન ભિન્ન પ્રકારના છે, પરંતુ સર્વથી ભાવયુક્ત તો 'શકે' શબ્દ છે. સુથાર કંઈ કામ કરી શકે તો

કહે કે "હમ સકતા", લોકો કોઇ ઉઠાવગીરની પૈસાની માંગણીનો ઇન્કાર કરી ન શકે તો "કોઇ એને શકે જ નહિ" અને એક ઠગ બીજાને પ્હોંચી વળે તો "આ એને શકે" એવી વાક્યરચનાઓથી સમજાશે કે 'શકે' શબ્દ કેટલો ઉપયોગી છે

* * *

રંગુન શહેરની રચના કેટલીક રીતે ન્યુયોર્કના જેવી છે એમ ન્યુયોર્ક નહિ જઇ આવેલા કેટલાક સજ્જનોનું કહેવું છે. આમાં ખાસ સામ્ય રસ્તાઓનું છે. રસ્તાઓ સીધા અને સમાન્તર છે અને નામને બદલે આંકડાઓથી ઓળખાય છે. આંકડાવાળી બે ગલી પછી એક જરા મ્હોટો માર્ગ નામવાળો હોય છે. આ માર્ગ ગુથણીને લીધે ગલીના આંકડાનું અહિ બહુ મહત્ત્વ છે અને એ મનુષ્યની ઓળખાણનું ચિહ્ન છે. મણિલાલોની અહિં પુષ્કળ વસ્તી હોવાથી આપણે કોઇને પૂછીએ કે "ક્યાં જાઓ છો?" તો તરત ઉત્તર મળશે કે "૨૭વાળા મણિલાલને ત્યાં." કોઇને પૂછો કે "આપ કોણ છો?" તો ઉત્તર મળશે કે "હુ ૩૨ ગલીમાં રહું છુ." ગલી અને મનુષ્ય વચ્ચેના આવા ગાઢ સંબન્ધને લીધે બંનેનુ પરસ્પર મહત્ત્વ વધે છે. ઉપરોક્ત મણિલાલ જો ૨૬ કે ૩૮ નંબરની ગલીમાં રહેતા હોત તો એમને કોણ મળવા જાત અને તો ૨૭ ગલી પણ કેવી અધમ સ્થિતિમાં હોત? આ પ્રશ્નો વિચારવા જેવા છે.

* * *

મોગલ સ્ટ્રીટ આંકડા વગરનો નામવાળો માર્ગ છે જ્યાં મોગલો શિવાય બધી જાતના લોકો વસે છે. ચોખાના વ્યાપારીઓ, ઝવેરીઓ, ચટ્ટીઓ, દવા વેચનાર બંગાળીઓ

તથા કબુતરો આ માર્ગે દષ્ટિયે પડે છે. કેટલાક લોકો આખો દિવસ અને રાતે બાર વાગ્યા સુધી પણ મોગલ સ્ટ્રીટના ફૂટ-પાથ ઉપર ઉભેલા જોવામા આવે છે. આવા લોકો ચોખાના દલાલો કહેવાય છે. થોડાં વર્ષો પર આપણી બાજુએ વીમા કંપનીના એજંટ થવું જેટલું સુલભ હતું અને આયાત-નિકાસની દુકાન ખોલવી એ મુંબઇમાં રમત વાત હતી અને યુદ્ધ પછીનાં બે વર્ષોમાં શેર દલાલીનો ધંધો લોકપ્રિય થઇ પડયો હતો એમ અહિં અમુક નિશ્ચિત ઉદ્યમ વિનાના મનુષ્યો ચોખાની દલાલી કરે છે. રંગુનમાં કલકત્તા કે મુંબઇના જેટલી મોટરો નહિં હોય કે મોગલ સ્ટ્રીટમાં નહિં આવતી હોય, નહિં તો ઘણા વધારે અકસ્માત થાય. લંડનમાં તો રસ્તા ઉપર આનાથી સોમાં ભાગના માણસો આથી સોમાં ભાગનો સમય ઉભા રહે તો પોલીસ એમને ચાલ્યા જવાની વિનંતિ કરે.

* * *

અગ્રેજ વ્યાપારીઓને બાદ કરીએ તો ચોખાના વ્યાપા-રીઓ મુખ્યત્વે કરીને કચ્છી જૈનો અને મેમણો હોય છે. [ કચ્છી પેઢીઓનાં નામ અટપટાં હોય છે. ખેતસી પોણસીની પેઢીના કોઇ કાણસીભાઇ હોય જ્યારે કાણસી માણસીના કોઇ પોણસી ભાઇ હોય. આથી જેમ રંગુનનિવાસીઓ ગલી વડે ઓળખાય છે એમ વ્યાપારી બન્ધુઓ પેઢી વડે ઓળખાય છે. "પેલા ભાઇ કાણસી માણસીના પોણસીભાઇ, મોલસી પોરસીના પોણસીભાઇ નહિં." આવા પ્રકારની ઓળખાણથી લાભ થાય છે કારણકે નહિં તો એ બે પોણસીભાઇઓ વચ્ચે બીજો કંઇ ભેદ ન હોવાથી એમની ઓળખાણ કઠણ થઈ પડે.] દર વર્ષે વ્યાપારીઓ કહે છે કે હવે વ્યાપારમાં

ફેર નથી રહ્યો. બજારના સમાચાર જ્યારે પણ ત્હમે વ્યા-પારીને પૂછો ત્યારે એ કહેશે કે હમણાં તો કામકાજ ઠંડાં છે. બજાર જો ઉપર જાય તો વ્યાપારીઓના મુખ ઉપર ચિન્તા હોય છે અને બજાર જો નીચે જાય તો એમના મુખ ઉપર શોક વ્યાપી રહે છે. ચોખાને "ચાવળ" કહેવામાં આવે છે અને એની જાત પારખતી વખતે એને "ચોખો" કહી સંબોધે છે. આ અપમાનાર્થે નહિં પણ સ્નેહાર્થે એકવચન છે. રાતે આઠ વાગ્યા પછી પણ બજારમાં વ્યાપારીઓ અને દલાલો ઘૂમતા હોય છે અને જ્યારે આગળ લાખો બસ્તાં (ચોખા ભરવાના કોથળા)નાં કામ થતાં ત્યારે ટપાલ મધરાત પછી જ લખાતી એમ ગર્વથી આપણને લોકો કહે છે. અંગ્રેજ વ્યાપારીઓ આ પ્રમાણે સ્હવારના સાતથી રાતના અગ્યાર વાગ્યા સુધી કામ નથી કરતા પરતુ એમના ધનસંચયને ખાસ હાનિ પ્હોંચતી નથી. કારણ કે ઑફિસમાં કે દૂકાને જેમ વધારે સમય બેસાય એમ વધારે કમાવાય એ સિદ્ધાન્ત હજી અંગ્રેજ વ્યાપારીઓએ સ્વીકાર્યો લાગતો નથી. પરતુ આપણા કાર્યક્રમમાં વ્યાપારીઓને ત્યાં નોકરી કરતા કારકૂન જેને અહિં 'માસ્તર' કહે છે એમને ઘણુ વેઠવું પડે છે.

ચોખા અને ધાન (ડાંગર)ના ભાવ તથા સ્ટીમરોની હિલચાલ શિવાય બીજા વિષયોમાં વ્યાપારીઓને રસ પડતો નથી. તેઓ વર્તમાનપત્રો વાંચતા નથી, રગુન પણ પૂરૂં જોયું હોતુ નથી, અને પોતાના વ્યાપાર ઉપર જગતની કઇ પ્રવૃત્તિઓ અસર કરે છે એનું જ્ઞાન પણ નથી હોતુ.

* * *

રગુનનું જ નહિં પણ આખા દેશનું આ દરદ છે. આપણા વ્યાપારીઓને મન ધન જીવનનું સાધન નહિ પણ સાધ્ય છે.

તથા કબુતરો આ માર્ગે દૃષ્ટિયે પડે છે. કેટલાક લોકો આખો દિવસ અને રાતે બાર વાગ્યા સૂધી પણ મોગલ સ્ટ્રીટના ફૂટ-પાથ ઉપર ઉભેલા જોવામા આવે છે. આવા લોકો ચોખાના દલાલો કહેવાય છે. થોડાં વર્ષો પર આપણી બાજુએ વીમા કંપનીના એજંટ થવું જેટલું સુલભ હતું અને આયાત–નિકાસની દુકાન ખોલવી એ મુંબઇમાં રમત વાત હતી અને યુદ્ધ પછીનાં બે વર્ષોમાં શેર દલાલીનો ધંધો લોકપ્રિય થઇ પડયો હતો એમ અહિ અમુક નિશ્ચિત ઉદ્યમ વિનાના મનુષ્યો ચોખાની દલાલી કરે છે. રંગુનમાં કલકત્તા કે મુંબઇના જેટલી મોટરો નહિં હોય કે મોગલ સ્ટ્રીટમાં નહિં આવતી હોય, નહિ તો ઘણા વધારે અકસ્માત થાય. લંડનમાં તો રસ્તા ઉપર આનાથી સોમાં ભાગના માણસો આથી સોમાં ભાગનો સમય ઉભા રહે તો પોલીસ એમને ચાલ્યા જવાની વિનતિ કરે.

* * *

અંગ્રેજ વ્યાપારીઓને બાદ કરીએ તો ચોખાના વ્યાપારીઓ મુખ્યત્વે કરીને કચ્છી જૈનો અને મેમણો હોય છે. [ કચ્છી પેઢીઓનાં નામ અટપટાં હોય છે. ખેતસી પોણસીની પેઢીના કોઇ કાણસીભાઇ હોય જ્યારે કાણસી માણસીના કોઇ પોણસી ભાઇ હોય. આથી જેમ રંગુનનિવાસીઓ ગલી વડે ઓળખાય છે એમ વ્યાપારી બન્ધુઓ પેઢી વડે ઓળખાય છે. "પેલા ભાઇ કાણસી માણસીના પોણસીભાઇ, મોલસી પોરસીના પોણસીભાઇ નહિં." આવા પ્રકારની ઓળખાણથી લાભ થાય છે કારણકે નહિં તો એ બે પોણસીભાઇઓ વચ્ચે બીજો કંઇ ભેદ ન હોવાથી એમની ઓળખાણ કઠણ થઈ પડે.] દર વર્ષે વ્યાપારીઓ કહે છે કે હવે વ્યાપારમાં

ફ્સ નથી રહ્યો. બજારના સમાચાર જ્યારે પણ ત્હમે વ્યા-પારીને પૂછો ત્યારે એ કહેશે કે હમણાં તો કામકાજ ઠંડા છે. બજાર જો ઉપર જાય તો વ્યાપારીઓના મુખ ઉપર ચિન્તા હોય છે અને બજાર જો નીચે જાય તો એમના મુખ ઉપર શોક વ્યાપી રહે છે. ચોખાને "ચાવળ" કહેવામાં આવે છે અને એની જાત પારખતી વખતે એને "ચોખો" કહી સંબોધે છે. આ અપમાનાર્થે નહિં પણ સ્નેહાર્થે એકવચન છે. રાતે આઠ વાગ્યા પછી પણ બજારમાં વ્યાપારીઓ અને દલાલો ઘૂમતા હોય છે અને જ્યારે આગળ લાખો બસ્તાં (ચોખા ભરવાના કોથળા)નાં કામ થતાં ત્યારે ટપાલ મધરાત પછી જ લખાતી એમ ગર્વથી આપણને લોકો કહે છે. અંગ્રેજ વ્યાપારીઓ આ પ્રમાણે સ્હવારના સાતથી રાતના અગ્યાર વાગ્યા સૂધી કામ નથી કરતા પરતુ એમના ધનસંચયને ખાસ હાનિ પ્હોંચતી નથી. કારણ કે ઑફિસમાં કે દૂકાને જેમ વધારે સમય બેસાય એમ વધારે કમાવાય એ સિદ્ધાન્ત હજી અંગ્રેજ વ્યાપા-રીઓએ સ્વીકાર્યો લાગતો નથી. પરતુ આપણા કાર્યક્રમમાં વ્યાપારીઓને ત્યાં નોકરી કરતા કારકૂન જેને અહિં 'માસ્તર' કહે છે એમને ઘણું વેઠવું પડે છે.

ચોખા અને ધાન (ડાંગર)ના ભાવ તથા સ્ટીમરોની હિલચાલ શિવાય બીજા વિષયોમાં વ્યાપારીઓને રસ પડતો નથી. તેઓ વર્તમાનપત્રો વાંચતા નથી, રગુન પણ પૂરૂં જોયું હોતું નથી, અને પોતાના વ્યાપાર ઉપર જગતની કઇ પ્રવૃત્તિઓ અસર કરે છે એનું જ્ઞાન પણ નથી હોતુ.

* * *

રગુનનું જ નહિ પણ આખા દેશનું આ દરદ છે. આપણા વ્યાપારીઓને મન ધન જીવનનું સાધન નહિ પણ સાધ્ય છે.

સારૂં અન્ન, સારૂં ગૃહ, આવશ્યક કપડાં, જ્ઞાન, કલા ઈત્યાદિ વાસ્તે ધનસંચય ન કરતાં પૈસા કમાવવાની ઘેલછામાં જે વસ્તુઓ માટે પૈસા કમાવવાના છે એનો આપણે અનાદર કરીએ છિયે અને ત્યાગ કરીએ છિયે. ધન જેવી જીવનની એક સાધનની વસ્તુને જીવનની સર્વ પ્રવૃત્તિ, સર્વ ઇચ્છા, આકાંક્ષા અને લાગણીઓના મુખ્ય હેતુ તરીકે સ્થાપીએ છિયે અને છતાં જડવાદનો દોષ યુરોપની પ્રજાને દઇએ છિયે. યુરોપના વ્યાપારીઓ પણ લોભી હોવા છતાં વચન પાળે એવા અને સિદ્ધાન્ત અનુસરનારા હોય છે અને દેશને વાસ્તે પ્રાણ આપે એવા સ્વદેશપ્રેમી અને નિઃસ્વાર્થી હોય છે. "દેશ" એટલે આપણા વ્યાપારીઓ તો પોતાનું મૂળ વતન કે જન્મભૂમિ જ જાણે છે અને દેશ વાસ્તે મનુષ્યો જીવન અર્પણ કરી શકે એ ભાવના એમાંના કેટલા સમઝી પણ શકે ?

* * *

રંગુનના વ્યાપારીઓમાં શિક્ષિત વર્ગ તદ્દન અલ્પ પ્રમાણમાં છે અને ચોખાના વ્યાપારીઓમાં ઘણા સટોડિયાઓ પણ હોય છે. કેટલાયે લક્ષાધિપતિઓ ચોખાના સટ્ટામાં ખુવાર થઇ ગયા છે અને બર્મન લોકોની તો એવી માન્યતા છે કે એમના અન્ન ઉપર તરાપ મારી નફો કરી કોઇ સુખી નહિં થાય.

* * *

વ્યાપારીઓના આડતિયાઓ, કારકૂનો અને માણસો "બાસા"માં ( વાશી માટેનો બંગાળી શબ્દ ) રહે છે. પદર વીસ પુરુષો સાથે રહે, જમે અને સૂવે. થોડાક વ્યાપારીઓ જ કુટુમ્બ સાથે રહે છે. ઘણા મુસલમાન વ્યાપારીઓ તો દર વર્ષે દેશમાં જતા પણ નથી અને પાંચ સાત વર્ષે એકવાર દેશમાં જાય છે. પેઢીના ધણીનો એવો અભિપ્રાય હોય છે કે

કુટુમ્બ સાથે માણસ દેશાવર રહે તો બરોબર વ્યાપાર ન કરી શકે. અને પોતાનો એવો મત હોય છે કે આ દૂર દેશમાં સ્ત્રીને લાવીએ તો એ અનીતિનો ભોગ થઇ પડે. આમ ધનને ખાતર કૌટુમ્બિક સુખનો તેઓ ભોગ આપે છે. પરતુ રંગુનના વ્યાપારીઓનું જીવન સરલ છે અને મુંબઇના જેવો ખોટો આડમ્બર કે ખોટો ઉપરનો ભપકો પણ નથી. અહિ લક્ષાધિપતિઓ પણ સાદાં વસ્ત્રોમાં પગે રખડે છે.

* * *

રંગુનનાં વર્તમાનપત્રો વાંચવા યોગ્ય હોય છે. અંગ્રેજી દૈનિક પત્રોમાં ચારેક ઍંગ્લો–ઇંડિયન માલિકીનાં અને એક હિન્દી માલિકીનું છે. ' રંગુન મેલ ' કરીને એક રાષ્ટ્રીય પત્ર દર ત્રણ દિવસે પ્રકટ થાય છે જેના ત્રણ ચાર અધિપતિઓ કેદમાં ગયેલા. એ સારૂં પત્ર છે પરતુ એ હમેંશ પ્રકટ નથી થતું. ગુજરાતી પત્રોમાં ' બર્મા વર્તમાન ' અને ' રંગુન સમાચાર ' છે. અને આ લેખ મૂળ લખાયા પછી " બ્રહ્મદેશ " નામનુ સાપ્તાહિક પણ નિકળ્યું છે. દૈનિક પત્રો પોતાનું કામ બહુ કાર્યદક્ષતાથી કરે છે. કોઇ પણ સભાનો હેવાલ ત્રણ ચાર દિવસની અદર એ પત્રોમાં વાંચવાનું પ્રાપ્ત થાય છે અને તારથી આવતા હિન્દના સમાચાર સાતેક દિવસમાં આપણે જાણી શકીએ છિયે રંગુન કે કે બર્માના સ્થાનિક સમાચાર તો મુંબઇ, મદ્રાસ કે કલકત્તાથી પત્રો આવે ત્યારે જણાય છે. અહિનાં પત્રો એ સમાચાર કયે સ્થળે પ્રકટ કરે છે એ ઘણા પ્રયાસ છતાં આ લેખક શોધી શક્યો નથી. કેટલાક પત્રો મુખ્યત્વે જાહેર ખબર વાસ્તે જ નીકળે છે અને " હેંડબિલ " તરીકે જ વ્હેંચાતાં હોય તો શો ગેરલાભ ?

* * *

બર્માના ફળોમાં મુખ્ય દુરિયાણ અને મંગુસ્તાન છે. દુરિયાણ ફણસની જાતનું અને ફણસના ઘાટ ને રંગનું જ ફળ છે, અને એની દુર્ગન્ધ ફણસના કરતાં સહસ્ત્ર ગણી વધારે તીવ્ર અને ખરાબ હોય છે. પરંતુ એક વાર એનો સ્વાદ ચાખ્યા પછી માણસ (એની પાછળ) ઘેલો થઇ જાય છે એમ કહેવાય છે અને એની અસહ્ય ગંધ છતાં અદ્‌ભુત ઉત્સાહ અને આનન્દથી એને ખાતાં ઘણાને જોયા છે. બર્મામાંથી એને બ્હાર લઇ જવાનો પ્રતિબંધ છે અને સ્ટીમરમાં એની વાસ આવતાં સ્ટીમરના 'સ્ટુઅર્ડો' એને સમુદ્રમાં હોમી દેવાનો કે ખાઇ જવાનો આગ્રહ કરે છે. મગુસ્તાન દુરિયાણનો માર (antidote) છે અને જેટલું દુરિયાણ ગરમ છે એટલું જ મગુસ્તાન શીતલ છે. મંગુસ્તાન ખવાય એટલા વાસ્તે જ કદાચ કેટલાક દુરિયાણ ખાતા હશે. અહિની કેરી રસની છે કે કાપવાની એ વિશે હમેંશ મતભેદને અવકાશ હોય છે અને એનો નિર્ણય ખાઇને પણ કરી શકાતો નથી. વરસાદ આવ્યા પછી જ એ ખવાય એવી સલાહ અહિના રહેવાસીઓ આપણને આપે છે.

* * *

રગુનના ધંધાદારીઓ ઘણેભાગે હિન્દમાં બીજે કોઇ સ્થળે નહિં ફાવેલા હોવાથી અહિં આવે છે. ડાકટરો એના દૃષ્ટાન્તરૂપ છે. કોઇ પણ મ્હોટા શહેરમાં આવી નીચી કોટિના ડાકટરો નહિં હોય અને છતાં એમની ફી અને દવાનો ભાવ અમદાવાદ કે મુંબઇ કરતાં ચાર કે પાંચગણો વધારે હોય છે. વળી અહિં કેટલાક ડાકટરોનો એવો મત છે કે રવિવારે કોઇએ બિમાર થવું ન જોઇયે એટલે રવિવારે દવાખાનું બંધ રાખે છે. સુભાગ્યે શહેરમા સ્વચ્છતા હોવા છતાં પાણી એટલું

અસ્વચ્છ હોય છે કે ડાક્ટરના ધંધાને હાનિ નથી પ્હોંચતી. મ્યુનિસિપાલિટી વનસ્પતિ કે દૂધ ઉપર ધ્યાન આપતી નથી એટલે દવાખાનામાં ટકશાળ ચાલુ રહે છે.

* * *

પરતુ હિન્દમાં વસનારાઓને રંગુનનો પુષ્કળ મોહ હોય છે. જે રીતે લગભગ દર મહિને ફંડ ઉઘરાવવા કોઇને કોઇ આવી પ્હોંચે છે એ ઉપરથી જણાય છે કે બર્મામાં પૈસાનાં ઝાડ ઉગતાં હોય એમ આપણી બાજુના લોકોની માન્યતા છે. દેશબંધુ દાસ ફંડથી માંડીને તે તળાજા આગળ ધર્મશાળાની ભીંત બંધાવવા વાસ્તેના ફંડ સૂધી દરેક પ્રકારના ફાળા માટે આશાવાદીઓ અહિં આવે છે. લગભગ રોજ બજારમાં કોઇક પ્રયોજન વાસ્તેનો ખરડો ફરતો જ હોય છે. અને રગુનનિવાસીઓ એવા પરોપકારી અને નિઃસ્વાર્થી છે કે તેઓ પોતાની સંસ્થાઓના ભોગે પણ સર્વ કોઇને સહાય કરે છે. શ્રીયુત પ્રકાશમ્ પોતાના ‘સ્વરાજ્ય’ પત્ર વાસ્તે હજારો રૂપિયા લઇ જાય પણ અહિંનું ‘રગુન મેલ’ ધન વગર મૃતવત્ જીવન ગાળે; ભિન્નભિન્ન ગામડાંઓની રાષ્ટ્રીય શાળાઓ ચલાવવા પૈસા મળે પરતુ અહિની ગુજરાતી નિશાળ શરમ ને શોક ઉપજાવે એવી સ્થિતિમાં ચાલ્યા કરે; ધર્મશાળાઓની ભીંતો સમારવા છેક અહિંથી નાણાં જાય પણ અહિં ગુજરાતીઓની એક સભા ભરવા માટે સારો હૉલ પણ ન હોય–આ સર્વ હકીકત રગુનનિવાસીઓનો અદ્દભુત પરમાર્થ સૂચવે છે. ઘણાં ફંડ તો એટલી ન્હાની રકમનાં હોય છે કે એટલી રકમ વાસ્તે આટલે દૂર માણસો શા સારૂ આવતા હશે અને ઉઘરાવનારને જવા આવવાના ખર્ચ જેટલુ પણ ફંડ એકઠુ થતું હશે કે કેમ એ પ્રશ્ન સહજ

થાય છે. સરકાર તો આ ફંડ ઉઘરાવનારાઓનો પ્રતિબંધ ન કરી શકે પણ અહિંના વ્યાપારીઓએ ગુજરાત, કાઠિયાવાડ ને કચ્છના ગામે ગામ જાહેર વિનંતી કરવી કે "હવે રંગુન ફંડ વાસ્તે કોઇ કૃપા કરીને પધારશો નહિ. અમને હવે ફંડ ફંડ જેવું લાગે છે અને એની વિરુદ્ધ અમે બંડ ઉઠાવવાના છિયે. આપ ફંડ ઉઘરાવવા શિવાય બીજા કોઇ કાર્ય વાસ્તે થોડો સમય પધારશો તો આપનો બહુ સત્કાર કરીશું અને હૃદયપૂર્વક આતિથ્ય કરીશું."

* * *

રંગુનમાં લોકજીવન નથી, રાજકીય, સામાજિક કે સાહિત્ય-વિષયક કંઇ પ્રવૃત્તિ નથી, સ્થાનિક, પ્રાંતિક કે રાષ્ટ્રીય વિષયો બાબતમાં પ્રજામત નથી. જેને વ્યાપાર અને ધનસંચય શિવાય બીજી કોઇ વસ્તુમાં રસ હોય એને વાસ્તે રંગુન દેશવટા-ઉપરાન્ત રણવગડો છે.

# એક અપૂર્વ નવલિકા

## પ્રસ્તાવ (ના)

આ જમાનો જાહેર ખબરનો છે. જાહેર ખબર પશ્ચિમની સંસ્કૃતિની એક અમૂલ્ય અને અસાધારણ શોધ છે. એથી જીવન રસિક થાય છે એટલુ જ નહિં પણ દૈનિકો તથા માસિકોનાં ફાલતુ પાનાંઓ સુશોભિત બને છે; એથી મનુષ્યો કે વસ્તુઓ પ્રસિદ્ધમાં આવે છે એટલુ જ નહિ પણ ખપત અને પૈસા વધી શકે છે. જાહેર ખબરમાં વિજ્ઞાન અને કલા, માનસશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો અનુપમ સુયોગ થાય છે. આજ કાલ વસ્તુઓ બનાવવા કરતાં વેચવામાં વધુ ખર્ચ થાય છે કારણકે વ્યાપારમાં પ્રમાણિકતાનું સ્થાન હરિફાઇએ લીધું છે. આ વસ્તુસ્થિતિનું કારણ તેમજ પરિણામ જાહેર ખબર છે. છાપવાની અને ચિત્રની કલાનો ઉપયોગ મનુષ્યોનાં મન હરી લઇ ધનપ્રાપ્ત કરવા માટે થાય છે. સ્મશાનની ભીંતો ઉપર કે તારના 'ફોર્મ'ની પાછળ, તાર કે ટેલીફોનના થાંભલા ઉપર કે ટપાલની ટીકીટની પાછળ, સ્ટેશન ઉપર કે પૂલ ઉપર

-જ્યાં જુવો ત્યાં જાહેર ખબર દષ્ટિયે પડે છે. કવિયો, લેખકો, ચિત્રકારો અને ગાયકો જાહેર ખબર વાસ્તે પોતાની કલા પ્રફુલ્લ ચિત્તે અર્પણ કરે છે. ઓસ્કર વાઇલ્ડ કહેતો કે પ્રકૃતિ કલાનું અનુકરણ કરે છે. આ વક્રોક્તિનું પણ જાહેર ખબર કેટલીક રીતે પ્રતિપાદન કરે છે. મુંબઇથી પૂના જતાં ઘાટ ઉપરના પ્રકૃતિ સૌંદર્યને પણ વીસરાવે એવી જાહેર ખબરોનાં ગજાવર પાટીઆં ટ્રેનમાંથી દષ્ટિયે નથી પડતાં? ખેતરોમાં ચરતી ગાયો 'મેલીન્સફૂડ' કે નેસલ્સના દૂધની જાહેર ખબરની ગાયો જેવી છે એમ કોને ક્ષણભર નથી લાગતું? કેટલાંયે બાલકો 'બાલામૃત'ના ત્રાજવામાં બેઠેલા બાલક કે 'વીરોલ'ને 'ગ્લેક્સો'ની જાહેર ખબરના ચિત્રમાંના બાલક જેવાં થવાનો પ્રયાસ કરતાં હોય એવાં લાગે છે? ભિન્ન ભિન્ન પ્રકારનાં 'હેર ઓઇલ'ની જાહેર ખબરોમાંની સ્ત્રીના વાળ જેવા પોતાના વાળ બનાવવા કેટલીયે સ્ત્રીઓ મથતી હશે? વળી જાહેર ખબર જીવનના અનેક અંગો ઉપર અસર કરે છે. એનું મહત્ત્વ અજબ છે. પ્રજાજીવનના નેતાઓને કે સાહિત્યકારોને પણ જાહેર ખબર વગર ચાલતું નથી. અને તેઓ પણ દૈનિક, સાપ્તાહિક કે માસિક કહાડી પોતાને વિશેનાં લખાણો એમાં નમ્રતાથી છાપે છે. ઘણી સંસ્થાઓમાં કે સંચલનોમાં તો જાહેર ખબરનું આ કાર્ય કરવા પ્રચારકો -રાખવા પડે છે. લોકમત પણ હવે જાહેર ખબરની રીતિએ કેળવાય છે. સરકારને પણ પોતાની જાહેર ખબર વાસ્તે "પબ્લીસીટી બ્યુરો" જેવાં નવાં ખાતાં ઉઘડાવાં પડે છે અને "ડિરેક્ટર ઑફ ઇન્ફ્રૅમેશન" જેવા નવા અમલદારો નીમવા પડે છે. જાહેર ખબરની તો હવે એક વિદ્યા થઇ ગઇ છે અને રાંધણકલા, એકાઉન્ટન્સી, રસાયણશાસ્ત્ર, શોર્ટહૅંડ, સંગીત, સમાજશાસ્ત્ર, ટાઇપીંગ, શીવણગુંથણની પેઠે એ પણ એક શાસ્ત્રીય

વિષય હોઇ થોડા સમયમાં આપણી કૅાલેજોમાં એ શીખવાશે અને એના ખાસ વર્ગો નિકળશે એ સંભવિત છે.

આપણી કેળવણી વિદ્યાર્થીને વાંચતાં શીખવે છે પણ વિચાર કરતાં શીખવી શકતી નથી એથી જાહેર ખબરવાળાઓને પુષ્કળ લાભ થાય છે. "પીયર્સ સોપ" (જેનો ખરો ઉચ્ચાર "પેર્સ સોપ" છે એમ અમારા એક શિક્ષક કહેતા એ) શબ્દ વારવાર અને ભિન્ન ભિન્ન સ્થળે વાંચવાને લીધે જ લોકો એ લેવા લલચાય છે. પુનરુક્તિ એજ શ્રેષ્ઠ ઉક્તિ છે એ જાહેર ખબર આપનારનો ગુપ્ત મુદ્રાલેખ છેઃ એથી મનુષ્ય ધરાક બની જાય છે. આ ઉપરથી મનુષ્યના મન વિશે આપણને કેટલું જ્ઞાન મળે છે! આપણો માલ સારો છે એમ વારવાર કહેવાથી લોકો એ વાત સ્વીકારશે એમ જો ત્હમને કોઇ કહે તો એ અમાન્ય લાગે. પરતુ અનુભવથી એ વાત પૂરવાર થાય છે અને પુનરુક્તિ જ જાહેર ખબરના વિજયનું રહસ્ય છે. કોઇ માણસ જો જાહેર સ્થળે ઉભો રહી ધાંટા પાડીને કહે કે "મારા જેવો સારો, નમ્ર અને નિરાભિમાની માણસ આખા જગતમાં કોઈ નથી" તો બધાં એને હસી કહાડે. પરતુ એજ માણસ પૈસા એકઠા કરી સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર અને ધોરી રસ્તાઓ ઉપર એ મતલબની નોટીસ ઠેર ઠેર મૂકાવે તો એ ખરેખર સારો અને નમ્ર હશે એમ લોકો આસ્તે આસ્તે માનતા થાય. શીશીવાળાની દવાથી બધાં દરદો મટે છે કે વીશીવાળાનું ભોજનગૃહ ઉત્તમ છે એમ વારવારે વાંચવાથી આપણે એનું સત્ય સ્વીકારી લઇએ છિયે ભિન્ન ભિન્ન સ્થળે નોટીસ, પાટીઆં, "પ્લેકાર્ડ" કે ચિત્રદ્વારા આજ્ઞા, વિનંતી, પ્રાર્થના, સૂચના, ચેતવણી અને એવી અસંખ્ય રીતે જાહેર ખબર લોકોનાં ચિત્ત આકર્ષવાનો અને બુદ્ધિ સર કરવાનો પ્રયાસ કરીને ધન પ્રાપ્તિ સુલભ કરે છે.

જાહેર ખબર વગરનું જીવન કલ્પવું પણ કઠણ છે. જાહેર ખબર વિના વ્યાપાર કેમ ચાલત ને ઉદ્યોગનું શું થાત? ટ્રામો કેવી "ખોડકા મારતાં" જેવી ભયંકર લાગત અને રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારુઓ ડબ્બામાં શું વાંચત? પ્રાચીન સમયમાં જો જાહેર ખબર હોત તો લક્ષ્મણજી વાસ્તે હનુમાનને આખો પર્વત લંકા સુધી ઉંચકી જવાની તકલીફ ન પડત. કારણ કે એ પર્વત ઉપરજ એક વૃક્ષ પાસે મ્હોટા પાટીઆં ઉપર લાલ બુરા અક્ષરે લખ્યું હોત કેઃ—

## અક્સીર ઇલાજ

"કોઇ પણ ઘાનું ત્વરાથી નિવારણ કરે છે. આ વૃક્ષનાં પાંદડાથી ગમે તેવા ઝેરી ઘા બે ક્ષણમાં રૂઝાઇ જાય છે અને ઝેર નાબુદ થાય છે. રામ–બાણ ઉપાય છે અને રાવણ જેવાના બાણથી થએલો ઘા પણ એકદમ સારો કરે છે."

આથી હનુમાનની કેટલીયે મૂઝવણ ટળી જાત અને પર્વત ઉઠાવી જવાનું કષ્ટ એમને વેઠવું ન પડત. આ પ્રમાણે નળના અદૃશ્ય થયા પછી દમયતી વર્તમાન પત્રમાં જાહેર કરી શકત કેઃ–

ગૂમ થાય છેઃ એક પુરુષ, ઉચ્ચ કુટુંબનો, કાન્તિમાન અને બલવાન. અંગ ઉપર એક જ ફાટેલું અર્ધ વસ્ત્ર છે. છેલ્લો જંગલમાં જોવામાં આવ્યો હતો. ત્યાર પછી એનો પત્તો નથી. શોધનારને બહુ સારૂં ઇનામ આપવામાં આવશે. પત્તો મળે અથવા એ પુરુષને જોયો હોય તેણે પોસ્ટ બોકસ નં. ૨૭૩ સાથે પત્ર વ્યવહાર કરવો." (પોસ્ટ બોકસ નં. ૨૭૩=દમયંતી) આથી દમયંતીની વિટંબણા કેટલી બધી ઓછી થાત?

અર્વાચીન સમયમાં પણ જાહેર ખબરનો ઉપયોગ થવો જોઇયે એટલો થતો નથી. એથી સાહિત્યને કેટલો લાભ થઇ

શકે એ વિચારવા જેવુ છે. એક રીતે સાહિત્યની શ્રેષ્ઠ કૃતિયો જાહેર ખબર વાસ્તે ઉપયોગમાં લઇ શકાય; જ્યારે બીજી રીતે સાહિત્યનો જાહેર ખબરમાં ઉપયોગ કરીને સાહિત્યને વધુ અર્થ-ગ્રાહી અને વ્યવહારૂ બનાવી શકાય આ બંનેનાં દૃષ્ટાન્તો લઇયે. રા. નરસિંહરાવના "દુઃખનો એક ફીમીઓ બતાવું ભાઇ!" એ કાવ્યનો જાહેર ખબરવાળાઓ કેવો સારો ઉપયોગ કરી શકે?

"દુઃખનો એક ફીમીઓ બતાવું, ભાઇ? મળસ્કાથી મધ્યાન્હ સુધી ત્હમારૂ માથુ સખ્ત દુઃખે છે, ભાઇ? ખાધુ પચતું નથી અને અન્ન પર કટાળો આવે છે, ભાઇ! તો અમારી 'શંભુનાથ ગોળી' દરરોજ સાઝ સ્હવાર કેમ નથી લેતા? એથી માથાંનો દુઃખાવો, અજીરણ, નબળાઇ ઇત્યાદિ સર્વ પીડા દૂર થશે અને શરીર ફુલ જેવું હલકુ અને તન્દુરસ્ત બનશે. લ્યો દુઃખનો એક ફીમીઓ બતાવ્યો, ભાઇ!"

બીજા પ્રકારનુ દૃષ્ટાન્ત આ છેઃ

"ત્હારે માટે દિવસ ઉગતાં કાંઈ જૂદુ જ ભાગ્ય
ત્હારો નિર્મ્યો કરુણ પ્રભુએ કાંઇક જૂદો જ માર્ગ!"

એ કલાપીની કડી જાહેર ખબર લખનાર કેટલી વધારે સ્પષ્ટ અને જોરદાર શૈલીમાં દર્શાવી શકે? "ત્હમારે ભવિષ્ય જાણવુ છે?" તો લખો કે મળો

ધિ ભાવિ નિરક્ષણ જ્યોતિષાલય કંપની, ભૂતગલી, મુંબાઇ.

પરતુ સાહિત્યમાં જાહેર ખબર જે અર્પણ કરી શકે એની સીમા બધાય એમ નથી. નવલકથાના સાહિત્યને પણ અપૂર્વ, પરિપકવ અને સુન્દર બનાવવામાં જાહેર ખબર અદ્ભુત ફાળો આપી શકે. સાહિત્ય ઉપર વ્યાપારની અસર આડકત્રી રીતે તો થઇ છે અને મોડે વ્હેલે સીધી રીતે પણ થશે એ નિઃસંશય છે. આથી આપણું સાહિત્ય જે સાક્ષરો અને વિવેચકોના મત

પ્રમાણે (પોતાના પુસ્તક કે લેખ બાદ કરતાં) તદ્દન શુષ્ક અને અધમ કોટિનું છે એ રસથી તરબોળ થઈ શકે. નવલકથા અને નવલિકા (ઉર્ફે ટૂંકી વાર્તા) માટેના વસ્તુની ખાણ ખૂટી જવા આવી છે. અંગ્રેજી માસિકોના જૂના અંકોની 'ફાઇલો' કાં તો ફાટી ગઈ છે અથવા તો સર્વ એ ફૂંચી જાણી ગયા છે. પરંતુ હજી કોઈને એક વસ્તુ સૂઝી નથી લાગતી. માસિકોનાં આગલાં ને પાછલાં પાનાં જે જાહેર ખબરોથી ભરેલાં હોય છે એ અત્યંત રસિક અને બોધદાયક હોય છે, એનો ઉપયોગ નવલકથાકારો કેમ ન કરે? એ જાહેર ખબરોમાંના આશાવાદ, ભાવનામયતા, શ્રદ્ધા, ઉત્સાહ, ધન સમૃદ્ધિનું સૂચન જો આપણી નવલિકામાં ઉતારી શકાય તો સાહિત્ય કેટલું પ્રફુલ્લ અને સચેતન બને? તદ્દન નવા ઢબની ને અપૂર્વ શૈલીની વાર્તાઓ જ આ રીતે લખી શકાય. જાહેરખબરોનો વિશાલ ખજાનો સાહિત્યકારો લૂંટી શકે અને વ્યાપારના ભંડોળથી કલાની સમૃદ્ધિ સહસ્રગણી વધે. આ નવી શૈલીના દૃષ્ટાન્ત રૂપ જ નીચેની વાર્તા લખાઈ છે. નવલિકાના સાહિત્યમાં પ્રવીણ એવા લેખકો તો એથી કેટલીયે વધારે ઉત્તમ વાર્તા લખી શકે અને એક્કે સપાટે સમર્થ સાહિત્યકો તથા પ્રખર (=પ્રકૃષ્ટઃ ખરઃ) જાહેર ખબરકો થઈ શકે એનો ખ્યાલ વાચકો—વિદ્વાન અને કલ્પનાશીલ વાચકો—ને સોંપું છું. (જાહેર ખબર વાસ્તે વાચકની ખુશામત કરવી આવશ્યક છે.)

## જાહેરખબરોનો જયેંદ્ર
## તથા
## માસિકોની માલતી

જયેંદ્ર એના મામાના ઘરના બગીચામાં સોનેગર ફર્ણસવાળાએ બનાવેલા લોખંડના બાંક ઉપર એકલો બેઠો હતો. આ બાંક

બહુ સસ્તામાં બને છે અને મ્યુનિસિપલ બગીચાઓમાં તેમજ લક્ષાધિપતિઓના બાગમાં વપરાય છે. આઠ ચોમાસાં ખમે એવી એની 'ગેરંટી' છે. આસપાસના અંધકારને ભેદતો થોડે દૂર સૂર્ય પ્રકાશ ગ્લોબ ઇલેક્ટ્રીક કંપનીનો બસ્સો 'કેંડલ પાવર'નો દીવો બળતો હતો; આ જાતના દીવા જમીન ઉપર પડયા શિવાય કે બીજી વસ્તુ સાથે અથડાયા શિવાય કદી ફુટતા નથી અને એથીજ ૧૯૨૧માં ટીનેવેલી ઔદ્યોગિક પ્રદર્શનમાં એને સુવર્ણ ચંદ્રકનું ઇનામ આપવામાં આવ્યુ હતુ. ગમે તે માપ કે ધાટના અને 'પાવર'ના એ મળી શકે છે. આ દીવાના પ્રકાશને લીધે "મૂષક" છાપની સીમેંટથી મેસર્સ બીલ્ડીગ કોંટ્રેક્ટરવાળા નામની ઇજનેર કંપનીએ બાંધેલું જયેંદ્રના મામાનું ઘર દૃષ્ટિયે પડતું હતું. આ સીમેંટ વાસ્તે મુંબઇના ડિવેલપમેંટ ડિપાર્ટમેંટના એક મ્હોટા અમલદારે અભિપ્રાય આપ્યો હતો કે "મ્હારૂં ચાલે તો ચોપાટીનો દરિયો આના વડે જ પૂરી દઉ" વળી અંધકારમાં પણ સુવાસ પ્રસરાવતા આજુબાજુના છોડ અને રોપા સાક્ષી પૂરતા કે ધિ વિવિધ ઉદ્યાન વૃક્ષ શો (ઉઠાવગીર પેંઠ, પૂના) આગળથી બીયાં લાવી આ સુદર બાગ સરજવામા આવ્યો હતો. જયેંદ્ર શોકગ્રસ્ત હતો કે વ્યાધિગ્રસ્ત એ જાણવુ કઠણ હતું કારણ કે ભીખાજી ચસ્મઇને (ઠે. ચોર બજાર, મુંબઈ) ત્યાંથી લીધેલાં 'સેકંડહેંડ' પણ સારાં ભુરાં ચસ્માં એણે પ્હેર્યાં હતાં. એનો પોષાક તદ્દન સાદો હતો. પ્રીન્સેસ સ્ટ્રીટ (કોટ, મુંબઇ) વાળા ગજબઅલ્લી ફર્નાન્ડીઝને ત્યાં વર્ષ દિવસ ઉપર શીવડાવેલો એનો કાળા રંગનો કોટ સ્હેજ પણ ઝાંખો ન્હોતો પડયો. તે ઉપરાંત ચાણક્ય સ્વદેશી સ્ટોર્સમાંથી લીધેલું મેન્ચેસ્ટરનું ધોતીયું પ્હેર્યું હતું જ્યારે પગમાં ચમ્પક શુઝ કંપનીને ત્યાંથી ખરીદેલાં કાળાં 'પમ્પ' શુઝ પ્હેર્યાં હતાં. આ જાતના જોડાની થોડીક જ

જોડીઓ હવે બાકી રહેલી હોવાથી વાચકને ત્વરાથી ઘરાક બની જવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. બાંકને બીજે છેડે તૂટી ગયેલા હાથાની પાસે કસ્તુર કેપ શૉપમાંથી આણેલી સ્હાડાચાર રૂપીઆની ટોપી પહેલી હતી. આ શૉપમાંથી બાર ટોપીઓ એક વર્ષમાં લેનારને ચાંદીની ખીસ્સાની ઘડિયાળ ઇનામ તરીકે ભેટ આપવામાં આવે છે.

આ સ્થિતિમાં જયેંદ્ર થોડો સમય બેઠો રહ્યો. ત્યાં એનો મિત્ર રજનિકાંત એને શોધતો એ બાંકની પાસે આવ્યો. રજનિકાંતે આઠ આનાની 'પોકિટ ટોર્ચ' (જેનો મેશર્સ અહમ્મદ બેજનજી સુખલાલને 'સોલ રાઇટ' મળ્યો છે એ) બાંક તરફ તાકી પ્રકાશ પાડી જયેંદ્ર ત્યાં હતો એની ખાત્રી કરી લીધી. રજનિકાંત આજે આનંદમાં હતો, જેનું ખરૂં કારણ અમે જ જાણીએ છિયે. ધિ અમર ઇન્સ્યોરન્સ કંપનીમાં આજે એણે બહુ સારા પ્રીમીયમે વીમો ઉતરાવ્યો હતો એ રહસ્ય બીજું કોણ જાણી શકે? (આ વીમા કંપની વાસ્તે ગુજરાત કાઠિયાવાડ માટે એજંટો જોઇયે છિયે;) રજનિકાંત બોલવા ગયો. પરંતુ એને ગળે ખરી બાઝી ગઇ હોવાથી બોલવા માટે ગાંધર્વ થ્રોટ પીલ્સ (ગળાની ગોળી)ની ડબ્બીમાંથી એક ગોળી કહાડીને તે ખાઇ ગયો. આથી એનો અવાજ એકદમ ખુલી ગયો અને બુગડામાં જતા રેલ્વેના ધાટ એન્જીનની વરાળના અવાજ જેવો ગાઢ બન્યો. આ ગોળી ગમે તેવી શરદીથી પકડાએલા ગળાંને અડધા કલાકમાં સારૂં કરે છે અને શરદી નાબુદ કરે છે. ધારાસભાના સભાસદો, ગાનારાઓ, વકીલો અને ભાષણ કર્તાઓ પુષ્કળ પ્રમાણમાં આ ગોળીઓ વાપરે છે. આનેજ વિશે રા. ચન્દ્રશંકર પંડયાએ એકવાર સ્નેહભીનું સર્ટિફીકેટ આપ્યું હતું કે "કોઇપણ સભામાં જતાં પ્હેલાં એ

હું ખીસ્સામાં નાંખી જાઉ છું અને બોલતાં મ્હોંમાં રાખું છું." મ્હોટી ડબ્બીની કિંમત ડઝનનો એક રૂપીઓ (રૂ. ૧) અને ન્હાનીની આઠ આના રાખેલી છે. ટપાલ ખર્ચ માફ.

રજનિકાંતે પુછ્યું: "જયેંદ્ર, તું કેમ અહિં એકલો બેઠો છે? ઘરમાં ત્હને બધા શોધે છે."

પાંચ મિનિટની શાંતિ પછી જયેંદ્રે ઉત્તર આપ્યો: "માથું દુ:ખે છે." રજનિકાંતે ત્વરાથી કહ્યું: "'મોહન મસ્તિષ્ક બામ' ત્હેં કદી વાપર્યો છે? બહૂજ સરસ ઇલાજ છે. મ્હને વર્ષ સુધી માથું દુ:ખવાનું મટતુ ન્હોતુ. ઘણા એમ. ડી. ડાકટરો, હકીમો અને વૈદ્યોની દવા કરી પરંતુ આ બામ વાપર્યો ત્યારે તરતજ ચાર દિવસમાં પીડા મટી ગઈ. તું વાપરી જો, કિંમત ખાસ કંઇ નથી. માત્ર એના નકલી માલથી ચેતવાનું છે. ગરુડ પક્ષીનો એનો 'ટ્રેડ–માર્ક' છે એ જોઇને લેવી."

દસ મિનિટ પછી જયેંદ્ર બોલ્યો: "મ્હને તો ઉજાગરાને લીધે માથું દુ:ખે છે." રજનિકાંત ફરી વ્હારે ધાયો. "ઓહો! એમ? ત્યારે તો 'કુમ્ભકર્ણ પીલ્સ" (ગોળીઓ) વાપરી જો ને! એ લીધા પછી બે કલાકમાં ગાઢ નિદ્રામાં પડી ઘોરણું ન સંભળાય તો પૈસા પાછા આપવાની શરત એના વેચનારા કરે છે. કોઇને પણ એમ હજી પૈસા પાછા આપ્યા નથી એ જ દેખાડે છે કે એ કેવો ફત્તેહમંદ ઇલાજ છે. મ્હારા એક મિત્રને તો એ ખાતાં ખાતાંજ નિદ્રા આવી ગયેલી અને ગોળી હાથમાં રાખી એ નિદ્રાવશ થઇ ગયેલો. એનું ચિત્રંજ એ ગોળીની જાહેર ખબરમાં આવે છે."

વીસ મિનિટના મૌન પછી જયેંદ્રે નિશ્વાસ નાંખી કહ્યું: "મ્હારૂં દર્દ બહુ ભયંકર છે, મ્હારો ઘા ઊંડો છે."

આ વાક્યથી ગભરાઇ રજનિકાંત બાંકના હાથા ઉપર એકદમ બેસવા ગયો. પરતુ (ઉપર જણાવ્યા પ્રમાણે) બાંકને હાથો નહિં હોવાથી, રજનિકાંત જમીન ઉપર ગબડી પડ્યો એટલું જ નહિં પણ જયેન્દ્રની ટોપી એણે ચગદી નાંખી. છતાં આ ટોપી લેશ માત્ર બગડી નથી એમ જયેંદ્ર પોતે અત્યારે પણ (કાલેજ અમને એ મળ્યો હતો) સ્વીકારે છે. એની વાટને કંઇ હરકત આવી નથી તેમજ ઘાટ બદલાયો નથી. આવી જૂની ટોપીઓને સસ્તા ભાવે 'કસ્તુર કેપ શોપ'વાળા નવા જેવી બનાવી આપે છે એ વાત જયેંદ્રથી અજાણી ન્હોતી અને પછીથી એણે પણ એજ રસ્તો લીધો. રજનિકાંતને પગ ઉપર તેમજ હાથ ઉપર સ્હેજ ઇજા થઇ એટલુંજ નહિં પણ એના પીળા ચાઇના સીલ્કના 'સુટ' ઉપર કચરો લાગ્યો. એણે સમયસુચકતા વાપરી બીજા ખીસ્સામાંથી 'ખટખટ ઓઇંટમેંટ'ની ડબ્બી કહાડી ઘા ઉપર મલમ લગાડી દીધો જેથી લોહી બંધ પડી ગયું. 'સુટ' તો એણે ધિ સુદામા વોશીંગ એન્ડ ડાયીંગ કંપનીમાં મોકલી આપવાનો એજ ક્ષણે નિશ્ચય કર્યો. બહુ મહાન નિશ્ચયો થોડી ક્ષણમાંજ રજનિકાંત કરી શકતો. વીમો ઉતરાવવાનો નિશ્ચય પાંચ સેકંડમાં અને પરણવાનો નિશ્ચય પચ્ચીસ સેકંડમાં એણે કરેલો. જયેંદ્ર આ અકસ્માત દરમિયાન શાંત રહ્યો એટલે રજનિકાંતે ફરી મૌનનો ભંગ કર્યો. "ત્હને ખરેખર કંઇ ગંભીરજ રોગ થયો હોય તો તું યમલાલ વૈદની દવા કેમ નથી કરતો ? મૃત્યુંજય વૈદના એ પુત્ર છે. આ સલાહ તો હું ત્હને કેટલા દિવસથી આપવાનો હતો ! એ મરણ પથારીએથી કેટલાને ઉઠાડે છે એથી લોકોએ તો એમનું નામ 'મરણીઆ કે સ્મશાનીઆ વૈદ' પાડયું છે એમ પણ મ્હેં સાંભળ્યું છે. દર શનિવારે વીરમગામથી મુંબઇ આવે છે અને સોમવારે પાછા જાય છે. કેટલાયે લોકો

એમની સાથે થવા વાસ્તેજ શનિવારે અમદાવાદથી એમની સાથે થાય છે ને મુંબઇ આવે છે અને સોમવારે મુબઇથી ગુજરાત બાજુએ જાય છે. આજ કારણથી આ દિવસોએ ટ્રેનમાં આટલી ભીડ રહે છે અને ઘણા તો મહિના પ્હેલાં એમના ડબ્બામાં પોતાની જગા 'રિઝર્વ' કરાવે છે. 'વ્યાધિ-બાર પણ ઔષધ હજાર' એ એમનો પ્રિય મુદ્રાલેખ ઘણા પત્રોમાં ત્હેં જોયો હશે. પ્હેલાં હું સાત માઇલથી વધારે ચાલી શકતો ન્હોતો. એમની દવા કર્યા પછી હું ધારૂં તો સીત્તેર માઇલ ચાલી શકું—"

એક ક્ષણના વીસામા વગર જયેંદ્રે ચ્હીડાઇને કહ્યું: "તું મૂરખ છે. ત્હારે પોતાને માનસિક વ્યાધિઓમાં પ્રવીણ એવા મસ્તિષ્ક વિદ્યાના ડાકટર અબરખને દેખાડવાની કે વૈદ અશ્વિન પ્રસાદની મગજની ગોળીઓ લેવાની જરૂર છે એમ ગ્હને તો લાગે છે. બચ્ચા! હું પ્રેમમાં પડયો છું—મામાને ત્યાં આવેલી એમના મિત્રની પુત્રી મધુરી માલતી સાથે. પ્રેમમાં પડવું એટલે શું એ ન સમઝતો હોય તો હમણાં 'રાષ્ટ્રીય સિનેમા' માં ચાલતી 'પ્રેમનો પાશ'ની છ ભાગની ગંજાવર ફીલ્મ જોઇ આવ. અથવા તો 'સ્નેહની સાંકળ'નુ નવી સીનસીનેરી સાથે છેલ્લા ત્રણ મહિનાથી ભજવાતુ ધિ બૃહદ્ ગુજરાત નાટય સમાજનું નાટક જોઇ આવ: જેમાં પકાયેલા એક્ટર મી. ભવાન સાંકળચદનો ભાગ ભજવે છે તથા સ્ત્રી પાત્રોમાં પ્રવીણ એવા માસ્ટર વામન સ્નેહલતા થાય છે. એ પણ ન બને તો "પ્યારનો એક પ્યાલો" એ નામની પ્રખ્યાત પારસી નવલ-કથાકાર આદરજી ભમગરાની ત્રણ ભાગની 'ત્રેજીક' વાર્તા વાંચી લે."

રજનિકાંત સ્તબ્ધ થઇ ગયો—આશ્ચર્યથી, શરમથી અને કંઇ બોલવાનું ન સૂઝવાથી. એને ગળે ફરીથી ખરી બાઝી ગઇ

હતી. ખોખરા સાદે ગોરુ આચકાતાં આચકાતાં કહ્યું : "હું ક્ષમા ચાહું છું." એને બીજી એક 'ગાંધર્વ ગ્રાટ પીલ' ખાવાનું પણ સૂઝયું નહિ.

* * *

માલતી સોળ વર્ષની સુન્દર યુવતી હતી. એનાં માતા 'ચિત્રગુપ્ત ચૂર્ણ'ની શોધ થઇ તે પ્હેલાંના સમયમાં શૂંકના દરદથી એને પાંચ વર્ષની મૂકી ગુજરી ગઇ હતી અને એના પિતા 'અમૃત જ્વર મીક્ષ્ચર' (મ્હોટી બાટલી રૂ. ૧–૮–૦ નાની બાટલી બાર આના ) ન પીવાને લીધે ત્રણ દિવસના તાવથી પીડાઇ એને અગીઆર વર્ષની મૂકી મૃત્યુ પામ્યા હતાં. ટૂંકમાં માલતી માબાપ વગરની બાલા હતી. અને પોતાના પિતાના એક સગા સાથે જયેંદ્રના મામા જે "કુબેર બેંક"માં શરાફ હતા (આ બેંકનું સેવીંગ ખાતું યુરોપની શ્રેષ્ઠ બેંકની બરોબરી કરે એવું છે, એની કુલ થાપણ ૭૦ લાખ રૂપીઆ છે અને ૧૩ શાખાઓ છે) એમને ત્યાં ચારેક મહિનાથી આવીને રહી હતી. 'દ્રૌપદી સુકેશી હેર ઓઇલ'થી માલતીના વાળ લાંબા અને રમણીય બન્યા હતા અને વીઝગાપટ્ટમવાળા 'વેંકટ સુબય્યા વેજીટેબલ' (વનસ્પતિ) સાબુથી એની ચામડી ગૌર અને મોહક બની હતી. માલતી જ્યાં જતી ત્યાં એવી અદ્‌ભુત સુગન્ધ આસપાસ પ્રસરતી કે એની અંગત બ્હેનપણીઓ જ એનો ભેદ જાણતી અને પોતે પણ 'દીલચમન લવંડર' વેચાતું લઇ વસ્ત્રપર છાંટતી. આ લવંડરની શીશી લેનારને એક ટીકીટ મળે છે જેની લોટરી ત્રણ મહિને થાય છે અને એમાં ખરા નંબરની ટીકીટવાળાને જર્મન સીલ્વરના પ્યાલા રકાબી મળે છે.

આજે માલતી હમેશ કરતાંયે અધિક મનોહર દીસતી હતી. એની નવી સાડી શા. દીપચંદ અભાગ્યા (=ભાગીયા

વગરના ) ને ત્યાંથી ખરીદેલી હતી. આ દૂકાને હાલ તરત ' સેલ ' ચાલુ છે અને દામ ૨૫ ટકા ( વધારીને ) ઘટાડી નાંખ્યા હોવાથી આ અમુલ્ય તક જો વાચક ખોશે તો જીંદગી-ભર અને તે પછી પણ પસ્તાશે એમ જણાવીએ છિયે. માલતીની સાડીની કોર મેશર્સ પરશુરામ સોલકીને (કાલબાદેવી, મુંબઇ ) ત્યાંથી લીધેલી હોવાથી સુંદર લાગતી હતી એટલું જ નહિં પણ તદ્દન નવી ફેશનની હતી. એ સસ્તી હતી અને પસંદ ન પડે તો પાછી આપવાની સરત હતી. મેશર્સ પરશુરામને ત્યાં કોરોનો નવોજ સ્ટોક હમણાં આવ્યો છે અને એકવાર જોઇ જઇ અજમાયશ કરી ખાત્રી કરવાની આપને વિનંતિ કરવામાં આવે છે. માલતીનાં ઘરેણાં તો થોડાંકજ હતાં પણ જે હતાં એ ઝવેરી પ્રેમજી સુરદાસને ત્યાંથી લીધેલાં હોવાથી બહુજ ' ટેસ્ટ ' વાળાં હતાં તેમજ વ્યાજબી ભાવે લીધેલાં હતાં. અહિંયાં દરેક જાતનાં ઘરેણાં મનપસંદ ઘાટ અને ફેશનનાં મળી શકે છે. અંગ્રેજી સ્ત્રીઓ તથા ખાનદાન પારસી ને ભાટીઆ કુટુમ્બનાં બાનુઓ પણ અહિંથીજ માલ ખરીદે છે. આ દૂકાને વ્યાજબી ભાવ સાથે ઉધાર કામ નથી.

આજે પ્રભાતમાં માલતી ઉત્સાહમાં હતી. બાલકપણથીજ " તબીયતે ખુશનુમા " નામની તન્દુરસ્તી જાળવવા વિશેની ચોપડી પ્રમાણે સાદો પણ પુષ્ટીકારક ખોરાક એણે હમેંશ ખાધો હોવાથી એનું શરીર સુઘટિત અને મજબુત હતું. એની પાસે ખાદીનું જાડું છતાં ઝીણું પહેરણ પ્હેરેલો જયેંદ્ર ધીમે પગલે ચાલતો હતો. પેલાં ' પમ્પ ' જોડા ડંખવાને લીધે એ આ પ્રમાણે ચાલતો હતો એવી માન્યતા જો કોઇ વાચકને ક્ષણભર પણ થાય તો એકદમ દૂર કરવી જોઇયે. આમ ચાલ-વાનું ખરૂં કારણ અમેજ જાણીએ છિયે. ( ઘણું ખરૂં અમારાં

પાત્રો વિશેની બધી હકીકત અમારા જાણવામાં હોય છે. ) સિનેમાની ફીલ્મમાં જયેંદ્રે જોયું હતું કે પ્રેમમાં પડ્યા પછી પ્રિયતમા સાથે આવી રીતેજ ચલાય અને થોડે થોડે વખતે ઊંડા નિશ્વાસ નખાય એટલે એ આ પવિત્ર પ્રણાલિકાને અનુસરતો હતો. ( ધિ સંસાર સિનેમામાં પ્રેમની કથાની નવી ફીલ્મ હમણાં દેખાડવામાં આવે છે; બાળકો માટે અડધા ભાવ છે. ) 'સરસ્વતીચન્દ્ર 'ના નાટકમાં નવિનચન્દ્ર કુમુદને મળે છે ત્યારે એના હાથમાં ( કદાચ સરસ્વતીચન્દ્રનું જ ) પુસ્તક હોય છે એ જયેંદ્રે જોયું હોવાથી એના હાથમાં પણ એક ન્હાની ચોપડી હતી.

માલતી અને જયેંદ્રનો સંબન્ધ છેલ્લા બે મહિનામાં બહુ ગાઢ થયો હતો. ધિ યુનીવર્સલ બ્રાતૃભાવ સ્પોર્ટ કંપનીને ત્યાંથી પોતાના મામાએ ટ્રામ, ચ્હા અને અભ્યાસનાં પુસ્તકો માટે આપેલા પૈસામાંથી ઘણુંખરૂં બચાવી જયેંદ્ર બેડમીંટનનો આખો "સેટ" લઇ આવ્યો હતો અને સાંઝે સાંઝે માલતી સાથે એ રમતો. આ ઉપરાંત એ દૂકાનેથી બીઝીકનો ગંજીફો પણ જયેંદ્ર લઈ આવ્યો હતો. અને વરસાદ હોય એ સાંઝે એ પણ માલતી સાથે ખેલતો. વળી એ યુવતીની માનસિક પ્રગતિ પણ થાય એમ ઇચ્છતો હોવાથી જયેંદ્રે એને "રસોડાનો ભોમીયો" અને "જીવન સાથી" એ નામનાં બાર બાર આનાનાં બે પુસ્તકો ભેટ આપ્યાં હતાં. પ્હેલા પુસ્તકને લીધે માલતી રાંધણ કલામાં છ અઠવાડિયામાં કુશળ થઈ ગઇ; અને આ બાર આનાના ખર્ચથી ભવિષ્યમાં રસોઇયાનો પગાર બચશે એ વિચારથી જયેંદ્રના આનંદનો પાર રહ્યો નહિં. બીજા પુસ્તકમાંથી ગૃહજીવનની ઝીણી ઝીણી વિગતો વિશે માલતીને ઘણું જ્ઞાન મળ્યું અને માથામાં જુ પડે કે કપડાંમાં ઉધાઇ થાય તો શું કરવું એવી એવી અસંખ્ય ન્હાની મુશ્કેલીઓ ટળી

ગઇ. આ ઉપરાંત પ્રો. મોહનની સંગીતની શાળામાં દીલરુબા તથા સૌ. ભદ્રાવતીના ક્લાસમાં વાંચન, ગુથણ, શીવણ ઇત્યાદિ શીખવા જાય એવી ગોઠવણ એણે કરી આપી. જયેંદ્ર પોતે પણ વખારીઆના કૉમર્સ અને એકાઉન્ટન્સીના કલાસમાં જોડાયો હતો અને નિવૃત્તિના સમયમાં ઘેર પીટમેનની શૉર્ટહેન્ડની પદ્ધતિ શીખતો તેમજ મામાના રેમીગ્ટન ટાઇપરાઇટર ઉપર ટાઇપીંગ શીખતો.

માલતી અને જયેંદ્ર બાગમાં ફરતાં હતાં ત્યારે જયેંદ્રે ધીમે સ્વરે કહ્યું: " આપણે ભવિષ્ય જાણી શકતા હોત તો કેવું સારૂં ? " માલતી હસી ત્યારે એના મોતીના જેવા શ્વેત અને સ્વચ્છ દાંત જોઇ જયેંદ્રને લાગ્યું કે એ ઇંદ્રજીત ટૂથબ્રશ કંપનીનો બ્રશ અને સુભાપ ટુથ પેસ્ટ અથવા સેન-ગુપ્ત ટૂથ પાવડર વાપરતી હશે. આ સર્વ વસ્તુઓ ધિ વિશ્વકર્મા જનરલ સ્ટોર્સમાં મળી શકે છે એ જયેંદ્ર જાણતો હતો કારણ કે " એકજ દામ, રોકડ કામ " એ આ દૂકાનનો મુદ્રાલેખ કયો છાપાંનો વાંચનાર નથી જાણતો ?

માલતીએ જયેંદ્ર કરતાં પણ વધૂ ધીમા સાદે કહ્યું: " મદૂરા કે મથુરામાં એક વિદ્વાન જ્યોતિષ શાસ્ત્રી છે એને સીલ કરીને કાગળ મોકલશો તો સીલ અકબંધ સાથે કાગળ પાછો આવશે અને સાથે પ્રશ્નનો ઉત્તર પણ આવશે. શરનામું શુકદેવ શાસ્ત્રી છે. શહેરનું નામ હું ભૂલી ગઇ છું. કદાચ મીરજ કે મીરત હશે. "

આ જ્ઞાનથી જયેંદ્ર આશ્ચર્યચકિત થઇ ગયો અને પ્રેમના સાગરમાં છેક તળીએ ઉતરી ગયો. મધુર માલતીની વિસ્મૃતિ પણ પોતાની પ્રત્યેના પ્રેમને લીધેજ હતી એમ એને લાગ્યું.

માલતી કરતાંયે વધારે ધીમે સામે સાદે એણે કહ્યું: " ત્યારે

તો હું 'ભેદી સ્ફટિકમણિ' કેમ ન લઉં? એથી ભૂત, વર્તમાન ને ભવિષ્ય બધું જણાય છે. ઘણા શેરના દલાલો એને લીધે લક્ષાધિપતિઓ થઇ ગયા છે—માત્ર એનો બનાવનાર હજી ગરીબ સ્થિતિમાં પોતાની ઇચ્છાથી રહેલો છે."

પરંતુ આટલું ધીમેથી બોલાયેલું વાક્ય માલતી સાંભળી શકી નહિં એટલે પ્રિયાને શોભે એવું સ્મિત એણે કર્યું.

આમ પ્રેમના મોજાંમાં જયેંદ્ર તણાયે જતો હતો અને વહોરા ફરમલીને ત્યાંથી માલતી માટે મોજાંની એક જોડ પણ એ લઇ આવ્યો.

બીજા બે મહિના વીતી ગયા. જયેંદ્ર વખારીયાની ક્લાસની પરીક્ષામાં નપાસ થયો હોવાથી પ્રો. ભીમસેનની કસરત શાળામાં કસરત કરવા જતો. હિન્દુસભાના મ્હોટા નેતાઓ પણ અંગબળ કેળવવાનું કહે છે એમ જયેંદ્રે "ગામનાં ગપ્પાં" નામના દ્વિસાપ્તાહિકમાં વાંચ્યું હતું. પોતે કસરત કરીને હિન્દુસમાજને બળવાન કરે છે એ વિચારથી એને અસાધારણ પ્રોત્સાહન મળતું. "ગામનાં ગપ્પાં" પત્રનું વાર્ષિક લવાજમઃ રૂ. ૪. ૭ મહિનાનું રૂ. ૩ અને પરદેશ માટે (જો કે એકે નકલ જતી નથી) રૂ. ૬ છે. પોસ્ટેજ જુદું. દર બે મહિને એક ખાસ અંક નીકળે છે અને એક ભેટનું પુસ્તક ગ્રાહકને મફત મળે છે પણ એ વાંચવાનું ફરજિયાત નથી. જાહેરખબર આપનારને વાસ્તે અમૂલ્ય તક છે. આ ઉપરાંત "આત્મશ્રદ્ધા અને બ્રહ્મચર્ય" નામનું સ્વામી પાખડાનંદનું બોધદાયક પુસ્તક વાંચી એણે અજબ આત્મશ્રદ્ધા કેળવણી હતી. આ પુસ્તક એટલું લોકપ્રિય છે કે છપાયા પછી છ વર્ષની અંદર એની પ્હેલી આવૃત્તિ લગભગ બધી ખપી ગઇ છે અને બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે

તૈયાર થાય છે. બુકસેલરોએ સર્વ પત્રવ્યવહાર સ્વામીજી સાથેજ કરવો. માલતી પણ ભવિષ્યની કસોટી માટે તૈયાર થઇ ગઇ હતી. "કુમારિકાને શીખામણ"નું પુસ્તક વાંચી એમાંની શીખામણ એણે મેળવી લીધી હતી.

જયેંદ્ર જ્યારે માલતીની પાસે બાંક ઉપર બેઠો હતો ત્યારે એના હૃદયના ધબકારા માલતીને સંભળાયા. માલતીએ શરમાતાં શરમાતાં પૂછ્યું: "ત્હમને શું થાય છે?"

જયેંદ્રે આત્મશ્રદ્ધા દેખાડવા બેદરકારીથી કહ્યુંઃ "કેમ શા વાસ્તે પૂછો છો?" માલતીએ ઉત્તર દીધોઃ "ત્હમારૂં હૃદય જોરથી ચાલે છે! મ્હારાથી એના ધબકારા સંભળાય છે!"

જયેંદ્રે હસીને ખીસ્સામાંથી ઘડિયાળ કહાડીને માલતીને દેખાડી. "એ હૃદયના ધબકારા નથી, માલતીદેવી, પણ 'ઝફ્ર વૉચ' (ઘડિયાળ) નો અવાજ થાય છે. આ ઘડિયાળને વર્ષે એકજ વાર કૂચી દેવી પડે છે અને વર્ષની એની 'ગેરટી.' છે. ન ચાલે તો પૈસા લઇને ઘડિયાળી એ સમી કરી આપે છે."

અંધકાર હોવાથી માલતી ઘડિયાળ જોઇ શકી નહિં.

એ ઘડિયાળનાં કાંટા ચાલ્યા કર્યા પણ પ્રેમી યુગલની વાતો અટકી નહિં. 'ઝફ્ર વૉચ કું'ની ઘડિયાળ સુદ્ધાં અટકી જાય પણ પ્રેમીઓનો સંવાદ માસિકોની ચાલુ વાર્તા પેઠે અપૂર્ણ રહ્યો અને એનો વધુ રસિક ભાગ મુલ્તવી રહ્યો.

* * *

કહેવાની જરૂર નથી કે આજે માલતી અને જયેંદ્રનાં લગ્ન છે છે. મંડપ તથા દીવાબત્તીનું કામ ધિ શુભલગ્ન સાવધાન કોંટ્રેક્ટર્સને સોંપવામાં આવ્યું છે અને સાદી છતાં સુશોભિત રીતે લગ્ન મંડપને શણગારવામાં આવ્યો છે. મંડપમાં

વીકટોરીઆ રાણી ને રાજા જ્યોર્જની છબીઓ, દેશનેતાઓની છબીઓ, રવિવર્માનાં ચિત્રો તથા કુટુંબના વડીલોની છબીઓ દૃષ્ટિયે પડે છે. બેંડ મીયાં મસ્કતીનું છે, મીઠાઇ વગેરેનું કામ ધનજી હલવાવાળાને સોંપવામાં આવ્યું છે અને ખાવા વાસ્તે તો મરી મસાલો ભવાનજી મોદીએ બહુ ઊંચા પ્રકારનો પુરો પાડયો છે. કંકોત્રીઓ ધિ સુદર્શન ચક્ર પ્રીન્ટીંગ વર્કસમાં બહુ સસ્તામાં ત્વરાથી છતાં સુંદર બોર્ડર સાથે છપાયેલી છે.

માલતી જ્યારે શા. દીપચંદને ત્યાંથી લીધેલી કિંમતી સાડી તથા પ્રેમજી ઝવેરીને ત્યાંનાં ઘરેણાં પ્હેરી બ્હાર આવી ત્યારે અતિથિઓ ચકિત થઇ ગયાં અને સ્ત્રીઓએ આ બંને દુકાનોનાં શરનામાં પૂછી લીધાં. જયેંદ્રે તો ફ્નાન્ડીઝને ત્યાં બનાવેલો નવો કોટ પ્હેર્યો હતો.

લગ્ન નિર્વિઘ્ને ઉકલી ગયાં છે. સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો છે. યુવતીઓએ મધુર કંઠે ગરબો શરૂ કર્યો. પ્રો. મોહન પોતે હાર્મોનિયમ વગાડવા બેઠા હતા.

" મીઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો."--

નો ગરબો માલતીએ ઉપાડયો એટલે જયેંદ્રે રજનિકાંતના કાનમાં કહ્યું: " આ ગીતનો લખનાર જાહેરખબરનું મૂલ્ય અને મહત્ત્વ જરૂર સમજતો હશે; નહિં તો આવી સચોટ વિનંતિ ન કરે. ગોરસની ખપત આવા ગીતને લીધે કેટલી વધી હશે ? "

રજનિકાંતે લગનમંડપના ઘોંઘાટમાં કંઇ સાંભળ્યુ નહિં એટલે વિનયની ખાતર વરરાજા સાથે સંમત થયો.

## કેટલાક આધ્યાત્મિક અનુભવો

શિવાજી મહારાજની ત્રિશાબ્દિની જયન્તિ ઉજવાઇ એ સમયમાં એમના આત્માને આધ્યાત્મિક વૃત્તિવાળા કેટલાક મનુષ્યોએ બોલાવીને આધુનિક રાષ્ટ્રીય પ્રવૃત્તિ વિશે એમનો અભિપ્રાય પૂછ્યો હતો એ વાચકોને વિદિત તો હશેજ અને ન હોય તો એ વાસ્તે અમે જવાબદાર નથી. કહેવાની જરૂર નથી કે શિવાજી મહારાજે સંગઠન અને શુદ્ધિની પ્રવૃત્તિ જોસભેર ચાલુ રાખવાની સલાહ આપી હતી. એવામાંજ શ્રીયુત ચિત્તરંજન દાસના આત્માને પણ બોલાવી એમનો મત લેવામાં આવ્યો હતો અને એમણે રાજકીય પક્ષોનું અને કોમોનું ઐક્ય સાધવાની શીખામણ આપી હતી. કોઇ પણ વાત ન માનવી એ વિચારશીલ પુરુષોનું લક્ષણ છે એમ હું માનતો હોવાથી આ વાતનું સત્ય સ્વીકારવા મ્હેં ઇન્કાર કર્યો. થોડા દિવસ ઉપરજ ભાસ્કરાચાર્ય, અશોક, સિદ્ધરાજ જયસિંહ અને બીજા બે ચાર મહાપુરુષોના આત્માઓને મ્હેં કહ્યું હતું કે "શા સારૂ કોઇયે પ્હેલેથીજ આ વાત માનવી જોઇયે ?"

પરંતુ મ્હારા એક થિયોસોફીસ્ટ મિત્રે કહ્યું કે "તમે પ્હેલાં પ્રયોગ તો કરી જુવો. જુવો તો ખરા કે એમાં કેટલું સત્ય છે અને પછી અભિપ્રાય બાંધો. આધ્યાત્મવાદનું આધ્યાત્મિક મહત્ત્વ બહુ છે. એથી નરકની ભાવના જે લગભગ નાશ પામવા આવી હતી એ ફરી સજીવન થવા લાગી છે અને થોડા સમયમાં મનુષ્યો પાછા નીતિવાળા થશે એવો પણ સંભવ છે. એથી જડવાદ પણ મરણ પામે તો મ્હને આશ્ચર્ય ન થાય."

મ્હેં આનાકાની કરી. "પ્રથમ તો મ્હારે એ વાંધો છે કે આવા આધ્યાત્મિક કાર્ય માટે પૈસા આપવા પડે છે. આ મ્હને ખૂંચે છે અને એક પ્રકારનો જડવાદ લાગે છે. પૈસા આપવા સ્હામે મ્હારે વાંધો નથી, પરંતુ એ તે શું કંઇ નાટક કે સિનેમા છે કે 'ફી' આપીને મરણ પામેલા મનુષ્ય સાથે વાતચીત કરાય? આવી રીતથી તો આધ્યાત્મિક વૃત્તિ હોય તો પણ જડ થઈ જાય. મ્હારે બીજો વાંધો એ છે કે આવા પ્રયોગ વખતે ઓરડામાં અંધકાર કરવામાં આવે છે તેથી કંઇ છળ-કપટ નહિં થતું હોય એની શી ખાત્રી?

મ્હારા મિત્રે ઉત્તર દીધો. "ત્હમારા વાંધા વાજબી નથી. જેમ પિતૃઓ અને આપણી વચ્ચે દલાલ કે મધ્યસ્થ તરીકે બ્રાહ્મણ કે ગોર હોય છે, જેમ પુણ્યનો સંચય કરવા આપણે પૂજારીને પૈસા આપી રૂદ્રિ કરાવી દેવ પાસે એને આપણો પ્રતિનિધિ બનાવીને એની દ્વારા આપણે પુણ્ય પ્રાપ્ત કરીએ છિયે, એજ પ્રમાણે મરણ પામેલા મનુષ્ય સાથે વાત કરવા આપણી અને આધ્યાત્મિક સૃષ્ટિ વચ્ચે એક મધ્ય પુરુષ જોઇયે નહિં? આપણે હજી એવી આધ્યાત્મિક કોટિયે નથી પહોંચ્યા કે એવા Medium (આત્મા અને આપણી વચ્ચેના મધ્યસ્થ)ની સહાય વગર પરભાર્યાજ આત્માઓ જોડે સંબન્ધ બાંધી શકીએ.

વળી ત્હમારે એ પણ ભૂલવું ન જોઇયે કે Medium તરીકેનું કામ કરતા મનુષ્યોને પણ નિર્વાહ કરવાનો હોય છે. તેઓને ત્હમે પૈસા ન આપો તો એ જીવે શી રીતે અને તો પછી એ બધા પણ પ્રેત થઇ જાયને ? ”

મ્હેં કહ્યું, “ એમાં શું ખોટું ? આપણે એમની સાથે પણ આ પ્રયોગથી વ્યવહાર જાળવી રાખીશું. એમના સંદેશા મેળવીશું અને એમને વિચારના તરંગો પ્હોંચાડીશું. ”

પરંતુ મ્હારા મિત્રને આ ન રૂચ્યું. એમણે કહ્યું, “ત્હમારે પૈસાનોજ વાંધો હોય તો મફત Seance ( આત્માને બોલાવવા મળેલી બેઠક )માં હું ત્હમને લઇ જઇશ. અને નહિ તો પ્હેલાં પૈસા હુંજ આપીશ અને પછી ત્હમને જો સંતોષ થાય તોજ ત્હમે પૈસા આપજો. ” આથી મ્હેં નિશ્ચય કર્યો કે ગમે તે થાય પણ પ્હેલી બેઠકને અંતે તો અસંતોષજ જાહેર કરવો. વળી મ્હારા મિત્રે સમજાવ્યું કે “ અંધકાર શિવાય આત્માઓ આપણી પાસે આવતા નથી. જીવનની પેલે પાર જો કે સર્વ સુન્દર અને ઉજ્જવલ હોય છે તો પણ આ પાર તો તેઓ વિજળીના દીવાનું તેજ પણ સહન કરી શકતા નથી. ” પૈસાની બાબતમાં મ્હારી મુશ્કેલી દૂર થઇ હતી એટલે અંધકારની દલીલને મ્હેં બહુ મ્હોટી ગણી નહિં.

અમે આવી એક આધ્યાત્મિક “ મિજલસ ”માં ગયા. આત્માઓને બોલાવી એમની સાથે વાત કરવાની વિવિધ રીતિઓ હોય છે. ટેબલ ઉપર ટકોરા મારીને, “ પ્લેંશેટ ” ના પાટીઆપર અક્ષરો લખીને, માતા આવ્યાં હોય કે સમાધિમાં લીન થઇ ગયા હોય એવી તન્મય અવસ્થામાં પડેલા મધ્યસ્થ ( Medium ) દ્વારા પ્રેતો ( આ શબ્દમાં અપમાનનો ધ્વનિ લેશ માત્ર નથી ) આપણને સંદેશા પ્હોંચાડે

છે અને પોતાના અસ્તિત્વની ખાત્રી આપે છે. મુખ્યત્વે એમને ત્રણ કે ચાર વાત કહેવાની હોય છે. એક તો પોતે હજી છવંત છે, બીજું પોતે સુખી છે અને ત્રીજું પોતાની સૃષ્ટિ રમણીય અને તેજથી પૂર્ણ છે. એમના જીવન કે સૃષ્ટિ વિશે બીજું કંઇ આપણે એમને પૂછીએ તો એ વાત કાં તો તેઓ ઉડાવી દે છે અથવા તો એ વાત પ્રગટ કરવાની પોતાને મનાઇ છે એમ કહે છે. પરંતુ આનંદની વાત તો એ છે કે આપણી સૃષ્ટિમાં અને ખાસ કરીને પોતાના દેશની ને કોમની પ્રવૃત્તિમાં તેઓ પછીથી પણ પુષ્કળ રસ લે છે. આથી ભૂતકાળના મહાપુરુષોનો આપણી પ્રવૃત્તિયો અને પ્રશ્નો વિશે અભિપ્રાય લેવો એવો મ્હેં નિશ્ચય કર્યો.

મ્હારા એક મુસલમાન મિત્ર એવામાં જ ઔરંગઝેબને (એટલે કે એના આત્માને) બોલાવી એનો હાલના પ્રશ્નો વિશે અભિપ્રાય પૂછયો હતો. અલબત્ત ઔરંગઝેબે તબ્લીગ અને તાન્ઝીમની હિલચાલ જોસભેર ચાલુ રાખવાની સલાહ આપી હતી. મ્હારા મિત્રે મસ્જીદ આગળ વાજાં વગાડવાની બાબતમાં હિન્દુઓ જે હઠ લઈ બેઠા છે એ વિશે મત પૂછયો ત્યારે ઔરંગઝેબે કહ્યું, "આ પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે. એમાં હિન્દુ અને મુસ્લીમ ધર્મોના મૌલિક સિદ્ધાંતોનો વિગ્રહ સમાયેલો છે. સંગીત જે હિન્દુઓના ધાર્મિક પ્રસંગોનું ને સરઘસોનું વિશિષ્ટ લક્ષણ છે એ મુસ્લીમ પ્રાર્થનાના પ્રાણરૂપ શાન્તિનું વિરોધી છે. હિન્દુઓ પોતાનો ધર્મ વ્યક્તિવાદી અને આધ્યાત્મિક છે એમ કહે છે છતાં ધાર્મિક પ્રસંગે સરઘસ ને ઘોંઘાટ વગર એમને નથી ચાલી શકતું. મુસલમાનોના કાન એટલા તીક્ષ્ણ હોય છે કે પ્રાર્થનામાં લીન થઇ ગયેલા હોવા છતા બ્હારથી સ્હેજ અવાજ આવે તો એમની વિધિમાં ભંગ પડે છે. આથી કાં તો

હિન્દુઓએ એવા વાજીંત્રો વગાડવાં જોઈએ કે પોતે પણ સાંભળી ન શકે અથવા તો મુસલમાનોએ નમાઝ પઢતી વખત કાન ઢાંકવાની કોઇ એવી યોજના કરવી જોઇયે કે જેથી સગીત સંભળાય નહિં." મ્હારા મિત્રે કહ્યું, "વાયલેંસ સાંભળવાના યન્ત્રો આવે છે એ હિન્દુઓ કાન ઉપર પ્હેરી સરઘસમા ચાલે અને દૂર કોઈ સ્થળેથી વાજું વગાડવામાં આવે તો હિન્દુઓ સાંભળી શકે અને મુસલમાનોને પ્રાર્થનામાં ખલલ ન પ્હોચે. છેલ્લા મહાયુદ્ધને પ્રસંગે મ્હોટી તોપોના દારુગોળાના અવાજથી કાનનું રક્ષણ કરવા જેવી જાતના કાનઢાંકણા સોલ્જરો પ્હેરતા એવાં મુસલમાનો પ્રાર્થના કરતી વખતે પ્હેરે તો શું?" ઔરંગઝેબે ઉત્તર દીધો, "છેલ્લું યુદ્ધ તમે કયુ કહો છો એ હું જાણતો નથી અને મ્હારા આ બાજુએ આવવા પછી મહાન યુદ્ધ થયું હોય એમ હું સ્વીકારી શકતો નથી. અહિંયા તો સર્વત્ર શાન્તિ અને આનન્દજ છે. જે પણ નવી શોધો ત્હમારી બાજુએ થઈ હોય એનો ઉપયોગ આ પ્રશ્નના નિકાલ વાસ્તે થઇ શકે. અને છેલ્લે હિન્દુઓ દૂરનું સગીત સાભળવાની પણ ના પાડે તો મુસલમાનોએ એમના મન્દિરો આગળ જઈ વેર લેવા વાસ્તે વાજા વગાડવા એમ મ્હને તો લાગે છે" મ્હારા મિત્રે કહ્યું, "એ માર્ગ સુલભ છે કારણ કે અમારી બાજુએ–એટલે કે આ જીવનમા નથી કહેતો પણ ગુજરાત કાઠિયાવાડમા–વાજાંવાળાઓ ઘણે ભાગે મુસલમાન જ હોય છે."

પરંતુ આનો ઉત્તર ઔરંગઝેબે આપ્યો નહિં. ઔરગઝેબે શુદ્ધ ઉર્દુમાં સર્વ વાત કરી એ મ્હેં સાભળી.

ઔરંગઝેબના અજ્ઞાન ઉપરથી મ્હને એક સૂચના કરવાની ઇચ્છા થઇ આવે છે અને બહુ જ નમ્ર ભાવે એ

અહિં જણાવવાની રજા લઉં છું. ઔરંગઝેબને ગયા યુદ્ધની ખબર ન્હોતી એ જ પ્રમાણે જ્યારે મ્હારા મુસલમાન મિત્રે ચુંટણીની વ્યવસ્થા વિશે અને સંયુક્ત મતદારની પદ્ધતિ વિશે એમનો મત પૂછ્યો ત્યારે ધારાસભા એટલે શું અને ચુંટણી કોને કહે એવો પ્રશ્ન એ મર્હુમ બાદશાહે પૂછ્યો. આવો અનુભવ મ્હને પણ થયો છે. ગયે અઠવાડિયે જ ચાણક્ય સાથે વાત કરતાં મ્હેં એમને 'ડાયરકી,' પ્રાંતિક સ્વરાજ્ય અને 'ફેડરલિઝમ' વિશે અભિપ્રાય પૂછ્યો ત્યારે એ મહાન રાજ્યનીતિજ્ઞ ગૂંચવાઈ ગયેલા લાગ્યા અને પોતાનું અર્થશાસ્ત્ર વાંચવાનું ફરી ફરી કહેવા લાગ્યા. મ્હેં કહ્યું, "ગુરુજી, એ પ્રશ્નો આપના અર્થશાસ્ત્રમાં ચર્ચ્યાં નથી." એટલે એમણે ત્વરાથી ઉત્તર આપ્યો, "તો એ પ્રશ્નો મહત્ત્વના હોઇ શકે નહિં." આ ઉપરથી એમ લાગે છે કે અકલિત સૃષ્ટિમાં વસતા આત્માઓની કેળવણીનો વિષય આધ્યાત્મવાદીઓએ હાથમાં લેવો જોઇયે. આ સર્વ ગતજીવોને આધુનિક રાજ્યપદ્ધતિ, વૈજ્ઞાનિક શોધો, અર્વાચીન ઈતિહાસ ઈત્યાદિનું જ્ઞાન આપવાની બહુ જરૂર છે. પેલી પાર (આ શબ્દ અમને આધ્યાત્મવાદીઓને બહુ પ્રિય છે) ગયા પછી આ મહાપુરુષોના જ્ઞાનની પ્રગતિ અટકી જતી લાગે છે. કાં તો એ દિવ્ય ભુમિમાં પુસ્તકાલય નહિં હોવાથી પુસ્તકો નહિં મળતાં હોય અથવા તો આખો વખત શૂન્યતામાં ભટકી ભટકીને એ જીવો પુષ્કળ અશાન્ત થઇ ગયા હશે એટલે એમને કંઈ સૂઝતું નહિં હોય. ગમે તે હોય પણ એમને સર્વ પ્રવૃત્તિઓ અને શોધોથી વાકેફ રાખવા એ અગત્યનું છે.

ઔરંગઝેબ અને મ્હારા મિત્રનો સંવાદ સાંભળી મ્હારા ઉપર પ્રબલ અસર થઈ. બીજે અઠવાડિયે હું એ બેઠકમાં

ગયો ત્યારે યુધિષ્ઠિર સાથે વાત કરવાની મ્હારી ઇચ્છા મ્હેં પ્રદર્શિત કરી. મ્હને લાગ્યું કે દેશના આવા કટોકટીના પ્રસંગે-દેશના બધા પ્રસગો કટોકટીના જ હોય છે-આવા સત્યનિષ્ઠ આત્માની સલાહ લીધી હોય તો બહુ લાભ થાય અને દેશ મ્હારો (આધ્યાત્મિક દૃષ્ટિયે) ઋણી થાય. મ્હે જેવી એ ઇચ્છા દર્શાવી કે તરતજ અંધકારમાથી અવાજ આવ્યો, "બહુ સારૂં, એમની શોધ થાય છે, મળશે એટલે તરત ત્હમારી સાથે વાત કરશે." મ્હને અત્યંત આનન્દ થયો અને મ્હારૂં હૃદય કંઇક આશા, કંઈક ગભરાટ અને કંઇક આશ્ચર્યથી જોરથી ધબકવા લાગ્યું.

થોડીજવારમા યુધિષ્ઠિર આવી પ્હોંચ્યા. આવા સત્યપ્રિય પુરુષ નિયમિત હોય એમાં શું આશ્ચર્ય ? હું કમ્પતા અવાજે ધ્રુજતો ધ્રુજતો બોલ્યો, "મહારાજ, અહં બહુ સંસ્કૃતમ્ વદતુમ્ ન શક્નોમિ, જો કે કોલેજે તસ્ય અભ્યાસમ્ કૃતમ્ પરંતુ પછીથી તો સર્વમ વિસ્મૃતમ."

મેઘની ગર્જના જેવા ગાઢ સ્વરે યુધિષ્ઠિરે કહ્યું, "કારણ ?"

કોઇ પરીક્ષક પ્રશ્ન પૂછતો હોય એવી લાગણી મ્હને થઇ અને હું પ્હેલાં કરતાં યે વધારે ધ્રુજવા લાગ્યો. "સંસ્કૃતસ્ય સારૂં જ્ઞાનમ્ તો પ્રથમથીજ ન્હોતું, પરંતુ આપસ્ય સાથે વાર્તામ્ કરવા અન્ય ભાષા અશક્ય અસ્તિ એટલે—"

"ગુજરાતીમાં જ બોલોને," યુધિષ્ઠિરે અધવચથી અટકાવીને કહ્યું, "અહિં અમે સર્વ ભાષાઓ સમઝી શકીએ છિયે. જે ભાષામાં તમે બોલો એ ભાષામાં અમે સંવાદ કરીએ છિયે."

આથી મ્હને બહુજ નિવૃત્તિ થઈ. એક તો ભાષાની મુ-

શકેલી ટળી ગઇ અને જે નમ્રતાથી યુધિષ્ઠિરે વાત કરી એથી મ્હારી મુંઝવણ દૂર થઈ. મ્હે કહ્યું, “મહારાજ, અમે જાણીએ છિયે કે યુધિષ્ઠિર એટલે સત્ય, યુધિષ્ઠિર એટલે ધર્મ, યુધિષ્ઠિર એટલે અહિંસા, યુધિષ્ઠર એટલે પાડવોના જ્યેષ્ઠ ભ્રાતા અને દ્રૌપદીના જ્યેષ્ઠ પતિ, યુધિષ્ઠિર એટલે કૌરવોના કાલ, યુધિષ્ઠિર એટલે યુદ્ધમાં સ્થિરતા ને નિડરતા, શૌર્ય અને સયમ–”

યુધિષ્ઠિર વચમા બોલી ઉઠ્યા, “અરે! અરે!”

મ્હે પૂછ્યું, “કેમ મહારાજ, કંઇ અપરાધ થયો?”

“મ્હને મહારાજ ન કહો. મહારાજ શબ્દ તો ત્હમે કલિયુગના લોકો રસોઇઆઓ માટે પણ વાપરો છો. પરંતુ હું તો આ ‘એટલે’ ની પરંપરાનું કારણ સમઝયો નહિં એટલે પૂછું છું”

મ્હે મહારાજના સંબોધન વાસ્તે ક્ષમા યાચી કહ્યું, “ભગવાન, ‘એટલે’ શબ્દ આજે ગુજરાતી સાહિત્યમાં સર્વથી પ્રિય, સૌથી વધારે ઉપયોગી અને અર્થસૂચક છે. વ્યક્તિત્વનું પૃથક્કરણ અને મનુષ્ય ચારિત્ર્યનું વર્ણન એ વિના અમે કરી શકતા નથી.”

આ શૈલીનું સાચું મહત્ત્વ યુધિષ્ઠિર ભગવાનને શી રીતે સમઝાવી શકાય? આજે થોડાંક વર્ષોથી ‘એટલે’ શબ્દ ગુજરાતી સાહિત્યમાં એવો પ્રચલિત થઈ ગયો છે કે કોઇ પણ વ્યક્તિના ચિત્રમાં એ ન આવે તે અસભવિત છે. “રા. કેશવલાલ ધ્રુવ સાચા વિદ્વાન છે” એમ હવે કોઇ કહે તો કેટલું કઢગુ અને અસલી ઢબનું લાગે છે! જાણે અંગરખું અને ખેસ પ્હેરીને કોઈ જતું હોય એવી લાગણી થાય છે. એને બદલે “રા. કેશવલાલ એટલે સંગીન વિદ્વત્તા” એમ

લખવાથી કેવી ઝમક આવે છે. આજ પ્રમાણે રા. આનદ-શકર એટલે સયમશાલી સંસ્કારિતા, રા. કનૈયાલાલ મુન્શી એટલે વેગ, પ્રતિભા અને ઉત્સાહ, રા. ન્હાનાલાલ કવિ એટલે પ્રેમ ને ભક્તિ, રા. ખબરદાર એટલે સ્વદેશાભિમાન ઇત્યાદિ ઇત્યાદિ વાક્યરચના એટલી સામાન્ય થઇ ગઇ છે કે લેખકોને એ વાપર્યા વગર છૂટકો નથી (અથવા તો "એ વાપર્યેજ છૂટકો"). જાહેર ખબરોમાં પણ હવે આ શૈલીની અસરને લીધે કે સ્વતન્ત્ર રીતે 'એટલે' પ્રિય થઇ પડયો છે. 'હોકસ એટલે એરેટેડ વૉટર્સ", "પાયરોલ એટલે બામ" વગેરે. પરતુ આ શૈલીની અસર સામાન્ય વ્યવહારમા પણ પ્રબલ છે. એકવાર મ્હારા એક મિત્ર સાથે ચર્નિરોડના સ્ટેશન ઉપર વાત કરતો હું ઉભો હતો ત્યાં મ્હારા મિત્રે અચાનક કહ્યું, "વિચારશીલ વિવેચન ચાલ્યું." હુ કંઇ સમઝયો નહિ એટલે ગભરાઈને મ્હેં આસપાસ જોયુ તો દૂર "કૌમુદી"ના અંકો હાથમા લઈ ઉભેલા રા. વિજયરાયને જોયા. મ્હારી મુઝવણ જોઈ મ્હારા મિત્ર મ્હારી જડ બુદ્ધિની સહાયે ધાયા. "વિજયરાય એટલે વિચારશીલ વિવેચન" એમ મ્હે કોઇક સ્થળે વાચેલું એટલે એમને જોઉ છું ત્યારે એવીજ રીતે સંબોધુ છુ. ત્હમને કોઈ કહે કે પ્રાણલાલ એટલે સારાભાઇ તો ત્હમે પ્રાણલાલને એ નામે ન સબોધો? તો પછી હુ શા વાસ્તે આમ ન કહું? પરમ દિવસેજ રા. બટુભાઇ ઉમરવાડીયાને હું મળ્યો હતો ત્યારે મ્હેં એમને કહ્યુ, "કેમ છો, 'રસિક એકાકી નાટક'?" (કારણ 'ઉમરવાડિયા એટલે રસિક એકાકી નાટક' એમ મ્હે વાચ્યુ હતું) અને એમણે એ સંબોધનનો ઉત્તર સુદ્ધા વાળ્યો.

પરંતુ આ સર્વ યુધિષ્ઠિર ભગવાનને મ્હારાથી શી રીતે સમજાવાય ? મ્હેં પૂછ્યું, "આપ સત્યના ઉપાસક છો અને સત્ય એટલે અહિંસા, તો આપ મહાભારતના યુદ્ધમાં કેમ ઉતર્યા એ મ્હારાથી સમજાતું નથી." યુધિષ્ઠિરે ઉત્તર દીધો. "કૌરવો શિવાય બીજા સર્વ વાસ્તે હું અહિંસાનો સિદ્ધાંત સ્વીકારૂં છું."

મ્હેં પૂછ્યું. "ત્યારે સ્વર્ગે જતાં આપની જે એક ટચલી આંગળી ખરી ગઇ હતી તે આ હિંસાના કારણે ?"

પરંતુ યુધિષ્ઠિરને આ વાત લંબાવવાની ઇચ્છા હતી નહિં એટલે એકદમ એના આત્માએ કહ્યું, "એ તો બીજા કારણસર."

મ્હેં કહ્યું, "તો એ કારણ વિશે હું આપને એક પ્રશ્ન પૂછવા માંગું છું. અશ્વત્થામા વિશે આપે દ્રોણાચાર્યને જે સંદિગ્ધ ઉત્તર આપ્યો તે વિશે રા. નરસિંહરાવ અને રા. આનંદશંકર જેવા વિદ્વાનો અને મિત્રો વચ્ચે પણ મતભેદ ઉભો થયો છે તો એમાં સત્ય હકિકત શી હતી અને આપનો બચાવ શો છે એ કૃપા કરીને કહેશો ? આપ "અશ્વત્થામા હતઃ" જ બોલેલા કે ધીમેથી "હસ્તિ" ઉમેરેલું ? આવું ઘોર અસત્ય કટોકટીના પ્રસંગે આપ બોલો એ અમારાથી નથી મનાતું. અને એ સાચી વાત કે આપનું પણ ન માન્યું એટલે દ્રોણાચાર્ય પછી ભીમ પાસે ગયા ? આપને કદાચ વિદિત તો હશેજ કે જેમ આપે આ એક પ્રસંગે અસત્ય બોલી આપના ઉજ્જવલ જીવનમાં એક કલંક આણ્યું છે એથી વિરુદ્ધ જ્યોર્જ વોશિંગટન (જે મિસ કેથેરીન મેયોવાળા અમેરિકાના રાજ્યનો પ્રમુખ હતો) એણે આખા જીવનમા ઝાડ કાપવા વિશે પોતાના પિતા

આગળ એક જ સત્ય બોલીને અદ્‌ભુત કીર્તિ પ્રાપ્ત કરી છે એટલું જ નહિ પરતુ જગતની વાંચનમાળાઓ માટે એક બોધદાયક પાઠ પૂરો પાડ્યો છે—"

પરંતુ યુધિષ્ઠિરને આ ટીકા કે સરખામણી રૂચ્યાં નહિં, કારણ કે બીજીજ ક્ષણે એક જરા કર્કશ અવાજ આવ્યો: "કેમ શું છે?"

મ્હે કહ્યું, "ભગવાન, અપરાધ થયો હોય તો ક્ષમા કરજો, પરતુ આપના જેવા સત્યપ્રિય પુરુષને—અરે ! પુરુષના આત્માને—અપ્રિય સત્યો આકરા લાગશે એમ— "

પેલા અવાજે ઉત્તર દીધો, "હું ભીમ છું, યુધિષ્ઠિર નહિં." આથી મ્હારા પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિં. મ્હે જરૂર યુધિષ્ઠિર ભગવાનને કોપાયમાન કર્યા હશે નહિં તો તેઓ આમ અચાનક રીસાઇને ચાલ્યા ન જાય. હજી તો મ્હારે એમને મહાભારતના સમયનાં શસ્ત્રો વિશે, વિમાનની રચના વિશે, સત્યની વ્યાખ્યા વિશે, ધારાસભાનો સત્યમાં સમાવેશ થાય કે નહિ તે વિશે અસંખ્ય પ્રશ્નો પૂછવાના હતા પરંતુ ભાષણ આપવાના ઉશ્કેરાટમા હું બધું યે ખોઈ બેઠો.

ભીમ તો ઉતાવળમાં લાગ્યા. એણે ફરી પ્રશ્ન કર્યો, "કેમ શું છે? જલ્દી કરો. ત્હમારા મિત્રે જે વીસ મિનિટ માટે દસ રૂપિયા આપ્યા છે એ પૂરી થવા આવી છે."

મ્હે કહ્યું, "ક્ષમા કરજો, ભગવાન, પરંતુ હાલની આ દેશની રાજકીય પ્રવૃત્તિ, સ્વરાજ્યનું ધ્યેય, રચનાત્મક કાર્યક્રમ, સ્વરાજીસ્ટોની રાજ્યનીતિ, મહાસભાની પુનર્ઘટના ઇત્યાદિ પ્રશ્નો વિશે આપ શું ધારો છો એ જાણવા ઇચ્છા છે. આપનો સંદેશો ઝીલવા અમે તલ્પી રહ્યા છિયે."

ભીમ પ્રચલિત વાતાવરણથી અજ્ઞાન ન્હોતા, એમને

વર્તમાન સ્થિતિનું પૂર્ણ જ્ઞાન લાગ્યું. "શૌકતઅલ્લીની રાજ્ય-નીતિ હું સૌથી વધારે પસંદ કરું છું. એ કદાવર છતાં નમ્ર, જંગી છતાં આનન્દી, સ્થૂળ છતાં ભોળા, દેશસેવક છતાં આહારના શોખીન છે." 'છતાં' શબ્દનું ગુજરાતી સાહિત્યમાં કેટલું મહત્ત્વ છે એ ભીમ જાણતા હતા એ જોઈ મ્હારા હર્ષનો પાર રહ્યો નહિ. સનાતન સત્યની સનાતન શોધમાં ગૂંથાઈ ગયેલા યુધિષ્ઠિરને આવું જ્ઞાન મેળવવાની નિવૃત્તિ ક્યાંથી હોય?

મ્હેં પ્રશ્ન કર્યો, "બીજો કંઈ સંદેશ આપવો છે?"

"હા," ઉત્તર મળ્યો. "ત્હમારા ગુજરાતી નાટકોમાં જેટલો સ્થૂળ શરીરનો મ્હને દેખાડવામાં આવે છે એટલો હું કદી ન્હોતો એ ત્હમને સૌને કહેવા હું ક્યારનો તત્પર છું. અહિંયા તો મ્હારો સૂક્ષ્મદેહ છે પણ જ્યારે સ્થૂળદેહ મ્હને હતો ત્યારે પણ હું સ્થૂળ ન્હોતો. ત્હમારી રંગભૂમિ ઉપર તો સ્થૂળમાં સ્થૂળ પુરુષને શોધીને એની આસપાસ પણ ગોદડાં વીંટીને એને ભીમ બનાવવામાં આવે છે એ જોઈ મ્હને અત્યંત દુઃખ થાય છે અને કલાકો સુધી અર્વાચીન કલાકો (=કલાકારો) વાસ્તે સતત્ અશ્રુધારા વહે છે. જેવી રીતે રાજા રવિવર્માએ એક ચિત્રમાં નારદને આકાશમાંથી નીચે ઉતરતા ચિતર્યા છે એમાં વાયુને લીધે ઉડતી એમની શિખા ઉંચી ને સીધી ચિતરી છે એ ઉપરથી દરેક નાટકમાં નારદની શિખા સીધી સોટી જેવી રાખવામાં આવે છે એવો જ અન્યાય મ્હને થયો છે. જેટલો પશ્ચાત્તાપ હરિશ્ચન્દ્રને અને નળને અત્યારે થાય છે કે ભીખ માંગવાને બદલે એમણે કાંત્યું હોત તો પોતાનો નિર્વાહ કરી શકત, સ્ત્રીનું શિયળ સાચવી શકત

-અને દરિદ્રતાનો નાશ કરી શકત એ જ પ્રમાણે મ્હને હવે પસ્તાવો થાય છે કે મ્હારા સમયમાં છબી પાડવાની કળા હોત કે અમારાં સારાં ચિત્રો દોરાવ્યાં હોત તો આવો ઘોર અન્યાય મ્હને ન થાત."

મ્હેં પૂછ્યું, "બીજો કંઇ સંદેશ છે ?"

ભીમ બોલ્યા, "બાકી તો સપ કરો, ઐક્ય કરો અને ગામડેગામડે જઇ સ્વરાજ્યની ઘોષણા કરો."

મ્હે મ્હારી મુશ્કેલી રજુ કરી. "પણ મ્હારે તો શહેરમાં જ રહેવું પડે છે."

ભીમે કહ્યું. "તો બીજાઓને ગામડામા જઇ કામ કરવાનું કહો. બધાએ બીજાને જ ગામડામા જવાનું કહેવું જોઇયે."

આવી અનેકાનેક વાતચિત અસંખ્ય વીરો અને મહાપુરુષો સાથે મ્હેં કરી છે. રાણા પ્રતાપ સાથે એરોપ્લેન વિશે, ભાસ્કરાચાર્ય સાથે વાયર્લેસ વિશે, અકબર સાથે પરસ્પર લગ્ન સંબન્ધથી હિન્દુ-મુસ્લીમ ઐક્યની સંભવિતતા વિશે, વિશ્વામિત્ર સાથે અબ્રાહ્મણના સંચલન વિશે, સંદીપ મુનિ સાથે રાષ્ટ્રીય કેળવણી વિશે, નાદિરશાહ સાથે એક શિલિંગ ૭ પેન્સના હુંડિયામણ વિશે, ભીષ્મ પિતામહ સાથે સ્વદેશીવ્રત વિશે ઘણી વાતો કરી છે. એ સૌએ સંગઠન કરવાની, ઐક્ય સાધવાની અને નિઃસ્વાર્થ વૃત્તિથી દેશસેવા કરવાની સલાહ આપી છે. મ્હને તો લાગે છે કે ઘણા મહા પ્રશ્નોનો અને મુશ્કેલીઓનો આ રીતે નિકાલ થઇ શકે. કાલિદાસને બોલાવીને એમની ખરી જન્મતિથિ પૂછી શકાય. પ્રેમાનન્દને બોલાવીને પૂછી શકાય કે પેલા નાટકો એમના જ હતા કે પ્રેમાનન્દ નામના

કોઇ બીજા કવિના ? આવી તો અસંખ્ય ગૂંચો ઉકેલી શકાય. જેઓ આ વાત સ્વીકારવાની ના પાડતા હોય તેઓ કે મ્હને રૂ. ૨૫ મોકલશે તો કાં તો આધ્યાત્મવાદ ઉપરનું મ્હારૂં પુસ્તક ટપાલમાં એમને મોકલીશ અથવા તો રૂ. ૨૫ પાછા મોકલીશ અથવા તો એ રૂ. ૨૫ રાખી લઇશ અને એની માલિકી વિશે આધ્યાત્મિક દૃષ્ટિયે વિચાર કરીશ. પછી મ્હારી પ્રત્યે અશુભ વિચારના તરંગો મોકલી કે ભૂત થઇ મ્હને હેરાન કરવાની જો ઇચ્છા વાચકને થાય તો એ વાસ્તે હું જવાબદાર નથી. આધ્યાત્મવાદના પ્રચાર વાસ્તે ( બીજાના ) ધનનો ગમે તે ભોગ આપવા હું તૈયાર છું.

# અખિલ ભારતના ઇલ્કાબધારીઓની પરિષદ્.

ઇલ્કાબ ધરાવનારાઓ વચ્ચે સહકાર અને ઐક્ય હોવું જોઇયે એમ તેમને ઘણા સમયથી લાગ્યુ છે. એમના હકનું રક્ષણ કરવા અને પરસ્પર લાભ વધારવા એમનું વ્યવસ્થિત સંગઠન કરવાની આવશ્યકતા એમને જણાઇ છે. એમના વ્યાજબી હક ડૂબી જવાની અણી ઉપર છે એનું એમને કેટલાયે વખતથી ભાન થયુ છે અને એ હકને ગમે તે રીતે તરતા રાખવા તેઓ તત્પર છે.

આપણા દેશમા દરેક સંચલનનો આરમ્ભ પરિષદ્ વડે જ થાય છે (અને ઘણાખરાનો તો અન્ત પણ પરિષદ્‌મા જ આવી જાય છે); એટલે કેટલાક પ્રતિષ્ઠિત ઇલ્કાબધારીઓએ સર્વ ઇલ્કાબ ધારણ કરનારાઓની એકતા સાધવા અને સંગઠન કરવા એક પરિષદ્ ભરવાનો નિર્ણય કર્યો. એક કામ ચલાઉ કાર્યવાહક સમિતિ પણ નિમાઇ અને નિમંત્રણપત્રિકાઓ તથા સર્ક્યુલરો પણ બ્હાર પડયા. પરતુ તે પછી ઘણા પ્રશ્નો વિશે ઘણી મુશ્કેલીઓ ઉભી થઇ. પ્રથમ પ્રશ્ન તો પરિષદ્ ક્યારે ભરવી એ હતો. પરિષદ્ ખ્રીસ્તી નવા વર્ષે (એટલે

કે ૧ લી જાન્યુવારીએ ) બોલાવવી કે જે દિવસે બ્રિટિશ પાર્લામેન્ટ સામ્રાટની વર્ષગાંઠ નક્કી કરે એ દિવસે. એ તો સુવિદિત છે કે આ બને દિવસોએ ઇલ્કાબોની યાદી બ્હાર પડે છે અને ખિતાબ બક્ષવામાં આવે છે. આથી પરિષદ મળી તે પ્હેલાં એના સંચાલકોમાં બે તડ પડ્યાં. જેઓને નવા વર્ષને દિવસે ખિતાબો મળ્યા હતા એ નવા વર્ષે પરિષદ ભરવાની પક્ષમાં હતા અને જેમને રાજાના જન્મદિવસે માન મળ્યું હતું તેઓ એ દિવસે ભરવાનો આગ્રહ કરતા હતા. મતભેદ એટલો તીવ્ર હતો અને બને પક્ષનો આગ્રહ એટલો દૃઢ હતો કે પરિષદની તારિખ એક સિદ્ધાન્તનો પ્રશ્ન બની ગયો અને થોડો સમય તો એમ લાગ્યું કે કાં તો આવી મહત્ત્વની રાષ્ટ્રીય પરિષદ મળશે જ નહિ અથવા તો બે વિરુદ્ધ પક્ષની બે ભિન્ન પરિષદો ભરાશે. વર્ષગાંઠના પક્ષકારીઓએ "વફાદારી ઇલ્કાબધારી પરિષદ" નું નામ ધારણ કરવાનો નિર્ણય કરી પણ દીધો અને નવા વર્ષવાળાઓ "વાર્ષિક ઇલ્કાબધારી પરિષદ" એવું નામ ગ્રહણ કરવાની તૈયારીમાં હતા. સુભાગ્યે બને પક્ષ વચ્ચે સમાધાન થયું અને પરિષદ બંને શુભ અવસરે છ મહિને ભરવી એમ નિશ્ચય કરવામાં આવ્યો. પરિષદના સ્થળનો પ્રશ્ન પણ એવો જ કઠણ હતો. આખરે એમ નિર્ણય થયો કે પરિષદની જૂનની બેઠક દિલ્હીમા મળે અને જાન્યુવારીની સભા મહાસભાના મળવાના સ્થાનથી દૂરમાં દૂર જે મ્હોટું શહેર હોય ત્યા ભરવી.

પરતુ આટલેથી મુશ્કેલીઓનો પાર ન આવ્યો. બધા ઇલ્કાબધારીઓને નિમંત્રણ આપવું કે જે ઇલ્કાબધારીઓ હમેશ સરકારના પક્ષમાં જ હોય અને અંગત સ્વાર્થ શિવાય કોઇ પણ બાબતમાં સરકારનો વિરોધ ન કરે એવાઓને જ

બોલાવવા ? બધા ઈલ્કાબધારીઓને બોલાવવાનું તો અશક્ય હતું કારણ કે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ જેવા કેટલાક ઈલ્કાબધારીઓ ઘણીવાર સરકારનો વિરોધ કરીને ઈલ્કાબને હલકો પાડે છે અને સર પી. સી. રૅાય જેવા ખાદીનો પ્રચાર કરી ઈલ્કાબધારીઓને શરમાવું પડે એવી પ્રવૃત્તિ કરે છે એવાને તો શી રીતે બોલાવાય ? આથી પરિષદ્ વાસ્તે ઈલ્કાબ જો કે આવશ્યક લાયકાત હતી છતાં પૂરતી તો ન્હોતી જ. પોતાનો અંગત કે સંબધીઓનો સ્વાર્થ હોય એવી અપવાદની બાબતોમાં જ અને ન છૂટકે જ સરકારનો ખુલ્લી રીતે વિરોધ કરવો અને તે શિવાય બોલીને કે ન બોલીને, મત આપીને કે ગેરહાજર રહીને, સરકારને સદાયે સહાય કરવી એવી પ્રતિજ્ઞા દરેક સભ્યે લેવી એમ નિશ્ચય થયો; અને ઘણા ઉત્સાહથી એ પ્રતિજ્ઞાના પત્ર ઉપર દરેક સભાસદે તથા ડેલિગેટે સહી કરી. વિરોધ વાસ્તે "ન છૂટકા" નો પ્રસગ ક્યારે ઉભો થયો અને કયા પ્રશ્નોમા પોતાનો અથવા પોતાના વર્ગનો લાભ સમાયેલો છે એની યોગ્ય વ્યાખ્યા કરવાનું કામ પરિષદે ચૂટેલી એક કમિટીને સોપવામા આવ્યુ. વળી જેઓએ ઈલ્કાબ અને ચાંદ વાસ્તે અચલ વફાદારી અને અડગ સહકાર દ્વારા સતત પ્રયાસ કર્યો હોય અને છતા હજી સૂધી એ પ્રાપ્ત કરવામા નિષ્ફળ ગયા હોય એમને પણ પરિષદ્માં દાખલ કરવા એમ નક્કી થયુ. આ સૂચનાના અનુમોદનમાં આ કક્ષામાં આવે એવા એક સજ્જને લાગણીપુરઃસર કહ્યું: "આમાં ગીતાનો આપણને આધાર છે. આપણે તો સહકાર, સહાયતા અને સરકારની ભક્તિ રૂપી કર્મ કરી શકીએ, ખિતાબરૂપી ફળ આપવું તો સરકારના હાથમા છે." આવા પ્રકારના સજ્જનોને શીખાઉ સભ્યો ગણી એમને વિષય–

વિચારિણી સમિતિમાં મતનો અધિકાર ન આપવો પણ પરિષદ્ માત્ર ફી ભરવાનો હક્ક આપવો એવો નિર્ણય થયો.

## પ્રથમ અધિવેશન

આ પ્રમાણે પરિષદ્‌નું પ્રથમ અધિવેશન ૧૯૨૯ ના જાન્યુવારીની ૧ લી તારિખે રાવળપીંડીમા થયું. સભાસદો તથા માનનીય અને મફતિયા અતિથિઓના ઉરના "ઉન્હા ઉમળકા" ને લીધે શિયાળાની કકડતી ઠંડક પણ ઓછી થઇ ગઈ હતી. પરિષદ્ માટેની તૈયારી બહુ પરિશ્રમ લઇને કરવામાં આવી હતી; અને પરિણામે મંડપ ઘણો ભવ્ય દીસતો હતો. આખો શમિયાણો લેંકેશાયરના કાપડનો બનાવેલો હતો અને એમાં વપરાયેલી બધી વસ્તુઓ બ્રિટિશ, પરદેશી અને ન છૂટકે જ આપણા દેશની હતી. આ ઉપરથી પરિષદ્‌ના પ્રયોજકોનો ભૂગોળની સીમાઓ વટાવી જતો ભ્રાતૃભાવ તથા એમની વિશાલ આન્તર–રાષ્ટ્રીય દૃષ્ટિનો ખ્યાલ દરેકને આવતો હતો. મંડપમાં ઠેરઠેર વિખ્યાત ઇલ્કાબધારીઓનાં મહાવચનો દૃષ્ટિયે પડતાં હતાં. આમાંનાં કેટલાક વચનો ઉતારવા જેવાં છેઃ "ઇલ્કાબ મ્હારો જન્મસિદ્ધ હક્ક છે અને એ પ્રાપ્ત કરવાનો માર્ગ રાજભક્તિ છે;" "**वफादारी मानसाधिका**"; "ખાન પાનને ખાતર જીંદગી નથી પણ માન-ચાંદને ખાતર જાહેર જીવન છે;" "સત્તા આગળ શાણપણ વ્યર્થ છે;" (આ વાક્ય નીચે જનરલ ડાયરની છબી હતી.) "**यथा राजा तथा वाजा**" "કાયદા વગર ફાયદો નથી;" ઇત્યાદિ વિવિધ બોધવચનો દૃષ્ટિયે પડતા હતાં. પ્લેટફૉર્મના પાછલા ભાગમાં વિલ્યમ પ્હેલાથી માંડી અત્યાર સુધીના ઈંગ્લાંડના સર્વે રાજાઓની છબીઓ હતી. છબીઓની નીચે લખ્યું હતું "**राजा मानस्य कारणम्**" મંડપની

એ બાજુએ જૂદા જૂદા પ્રાન્તોના પોલીસ કમિશ્નરોની છબીઓ હતી.

પ્લેટફૉર્મ ઉપર બીરાજેલામાં નીચેના ગૃહસ્થોના નામ નોંધવા જેવાં છે. બર્દવાનના મહારાજા, દરભંગાના મહારાજા, સર ઉમર હયાતખાન, સર વસન્તરાવ ડાભોલકર, ખાનબહાદુર મનસુરી, સર માણેકજી દાદાભાઈ, સર ધનજીભાઈ બમનજી, સર બમનજી દલાલ, પ્રિન્સ અકરામ હૂસેન, સર બ્રિજેન્દ્રલાલ મિત્ર, મિ. એ. એમ. ગઝનવી, સરદાર ગરડા, સર અબ્દુલ્લા સુરાવર્દી, સર બેરામજી નાણાવટી, સર હરિસિંહ ગોર, મિ. સી. સી. વિશ્વાસ, મિ. બી. કે. બસુ, વગેરે. પ્રેક્ષકવર્ગમાં બેઠકો ઇલ્કાબ પ્રમાણે ગોઠવવામાં આવી હતી. સૌથી મોટો વર્ગ રાવ બહાદુરો, રાય બહાદુરો અને ખાન બહાદુરોનો હોવાથી એમને વાસ્તે સૌથી વધારે જગ્યા રાખવામા આવી હતી. જે. પી. ઓ માટે પણ એક ભાગ અલગ હતો અને યુદ્ધ દરમિયાન મળેલા ખાસ ઇલ્કાબો જેવા કે O. B. E., M. B. E., C. B. E., વગેરે માટે પણ સ્થાન મુકરર કરવામાં આવ્યું હતું. પરિષદ્‌ના (ઇલ્કાબ મેળવવાના) મુખ્ય હેતુ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાઓ વાસ્તે પણ મંડપનો એક ભાગ રાખ્યો હતો, જેમા મુંબઈ, અમદાવાદ, સુરત અને ભરૂચના કેટલાક પારસીઓ, સિંધના કેટલાક મુસલમાનો, બંગાળાના થોડાક જમીનદારો અને કાઉન્સિલ ઑફ સ્ટેટ તથા કન્ટ્રીલીગના સભાસદો હતા.

## "પ્રજાના સાચા નેતાઓ"

સ્વાગત સમિતિના પ્રમુખનું સ્થાન ખાનબહાદુર મહમદ અહમ્મદ સી. આઇ. ઇ., જે. પી. (ઑનરરી મેજીસ્ટ્રેટ) ને આપવામા આવ્યું હતું. ખાનબહાદુર મહમદ રાવળપીંડી તો શું પણ પેશાવરના પણ કોઇ પણ નાગરિક કરતા સરકારની

પાર્ટિઓ, ખાણાઓ, મિજલસો, લેવીઓ ઇત્યાદિમાં વધારે વાર ગયા હોવાનું માન ધરાવે છે એટલે એમની લાયકાત વિશે કંઈ કહેવાનું રહેતું નથી. તે ઉપરાંત પણ અનેક રીતે એમણે દેશની સેવા કરી છે. સાઇમન કમિશન બીજી વાર મુંબઈ બંદરે ઉતર્યું ત્યારે પાછલી રાતે તેઓ સુકાઇ ગયેલા હારતોરા લઇ બેલાર્ડ પિયર સર જૉન સાઇમનને વધાવવા ગયા હતા એ તો સૌ કોઇ જાણે છે. ત્યાર પછી જે સ્થળે કમિશન જતું ત્યા આગલે દિવસ જઇ એનો સત્કાર કરવા સ્ટેશને તેઓ હાજરી આપતા. માત્ર પૂનામાં એમને સ્હેજ મુશ્કેલી નડેલી. સર જૉન સાઇમન અને એમના છ મિત્રો સ્વાગતના ઉત્સાહથી મુઝાઈ ન જાય અને પુષ્કળ હારતોરાથી ગૂંગળાઇ ન જાય એ ભયથી જે સખ્ત જાપ્તો પોલીસ દરેક સ્થળે રાખતી હતી એને લીધે પૂનાના સ્ટેશનમાં દાખલ થતા હતા ત્યારે ભાડાની ગાડીના હાંકનાર ધારીને ખાન-બહાદુર મહમ્મદને પોલીસ સાર્જંટે દંડો મારેલો; પરંતુ લાલા લજપતરાય કે પંડિત જવાહરલાલ પેઠે એને વિશે ખોટો ઘોંઘાટ ન કરતાં લાક્ષણિક સહનશીલતાથી અને ખરી અહિંસાત્મક વૃત્તિથી એમણે એ માર સહન કર્યો અને એ વિશે કદી શબ્દોચ્ચાર કર્યો નહિ. આવાં અંગત કારણોને તેઓ મૂળ સિદ્ધાન્તની આડે આવવા દેતા નહિં અને ગૌણ અપ-માનોને ખાતર એમણે મ્હોટા માનની આકાંક્ષા છોડી નહિ. પ્રમુખસ્થાન વાસ્તે રાય બહાદુર સર રામલાલ બંગડી કે. સી. આઈ., ઑ. બી. ઈ., સી. બી. ઇ., એફ. આર. એ. એસ. ચૂંટાયા હતા. હિન્દુસ્તાનના જીવતા કે મરી ગયેલા કોઇ પણ પુરુષ કરતાં વધારે ઇલ્કાબો, ખિતાબો, ચાંદો અને ડિપ્લોમાઓ એમણે પ્રાપ્ત કરેલી છે.

જ્યારે બંને પ્રમુખો પરિષદ્ના મંડપમાં દાખલ થયા ત્યારે મંડપનું દૃશ્ય અસાધારણ હતું. અપૂર્વ અને સહૃદય ઉત્સાહથી સભાએ એમને વધાવી લીધા. લશ્કરી બેંડે God Save the King અને દેશી બેંડે "મુખડા કયા દેખો દર્પણમે" વગાડી પ્રમુખ સાહેબનો સત્કાર કર્યો. આ પછી કેટલીક બાલાઓએ સ્વાગતનું એક ગીત ગાયું. આ ગીત પેન્શન ખાતા એક કવિએ જોડેલુ હતું અને એમની કવિત્વશકિત ઉપર પેન્શનની અસર સ્પષ્ટ હતી. એ કાવ્યમાં બ્રિટિશ સામ્રાજ્યને સૂર્ય મંડળની ઉપમા આપી હતી. આ મંડળરચનામાં ઇંગ્લંડ સૂર્યને સ્થળે અને પ્રત્યેક સંસ્થાન ગ્રહરૂપે હતા આ ઘટમાળમા હિન્દ પૃથ્વી હતું. આ કાવ્યે શ્રોતાઓ ઉપર ભારે અસર કરી હતી અને બર્દવાનના મહારાજાની આખમાં આંસુ આવ્યાં હતા.

ત્યાર પછી સ્વાગત સમિતિના પ્રમુખે એક ન્હાનું પણ સુંદર ભાષણ આપ્યું. એ ભાષણ દોઢ કલાક ચાલ્યું. ગઝનીના મહમ્મદથી તે લૉર્ડ અર્વિન સુધીના ઇતિહાસનું સિંહાવલોકન એ ભાષણમાં આવતું હતું. ખાનબહાદુરે કહ્યુ "આવા પ્રકારની પરિષદ્ ઘણી જ આવશ્યક છે ઇલ્કાબધારીઓના હકનું સંરક્ષણ કરવા જ નહિં, પરંતુ પ્રજાને રાજકીય, સામાજિક, આર્થિક, સ્વાર્થિક ઇત્યાદિ સર્વ ક્ષેત્રોમા સાચે માર્ગે દોરવાની જવાબદારી આપણી છે. આપણે લોકોના સાચા નેતા છિયે અને પ્રજાને આપણા પ્રત્યે માન છે, આપણી ઉપર વિશ્વાસ છે, આપણી તરફથી અનેક પ્રકારની આશા છે. તો શું દેશના આ આવા કટોકટીના પ્રસંગે આપણે એમને નિરાશ કરીશું? અત્યારે વાચાલ અને દંભી નેતાઓની તથા ઢોંગી કાર્યકર્તાઓની સલાહથી તેમ જ ખોટી પક્ષાપક્ષી અને કોલાહલને લીધે

પ્રજા મુંઝાઈ ગઇ છે. ( તાળીઓ ). ઠેર ઠેર જઈ તોફાન કરવાનો ધંધો લઈ બેઠેલા કહેવાતા લોક-નાયકો, કોઈની વિનંતિ વગર પ્રજાને દોરવાનો બોજો માથે લઇને ફરતા કાર્યવાહકો, વકીલાતદ્વારા રળવામાં નિષ્ફળ ગયેલા વકીલો, વાક્પટુતાથી અજ્ઞાન પ્રજાને ભોળવી દેતા ધાંધાટ કરનારાઓથી પ્રજા હવે કંટાળી અને થાકી ગઇ છે. ( હસાહસ અને તાળીઓ ). હું ભાર મૂકીને કહું છું* કે સરકાર અને પ્રજા બંને આપણી આગળથી ઘણી આશા રાખે છે. સરકારે આપણે વાસ્તે જે આશા બાંધી છે એ ફળિભૂત કરવી એ આપણી ફરજ છે અને રાજભક્તિ આપણું કરજ છે. પ્રજાના નેતૃત્વની લગામ હાથ ધરવી એ આપણો જન્મસિદ્ધ અધિકાર છે—અરે ના ! આપણું મરણપર્યન્તનું કર્તવ્ય છે. પ્રજાના નેતા થવાનો આપણો હક છે—નહિં—આપણી એ જવાબદારી છે. ” (તાળીઓ)

સ્વાગત સમિતિના પ્રમુખે પરિષદ્ આગળ રચનાત્મક કાર્યક્રમ રજુ કર્યો હતો અને પરિષદ્‌ની પ્રવૃત્તિને યોગ્ય દિશામાં વાળી હતી એમ સૌ કોઇ ને લાગ્યું.

પ્રમુખસ્થાન સર રામલાલને આપવાની દરખાસ્ત રજુ કરતાં મિ. ખીમજી ચોર્યાસી એમ. એલ. સી, એમ. બી. ઈ. એ કહ્યુ: “ આ પરિષદ્‌ના પ્રમુખસ્થાને બિરાજવા જે પ્રમુખ મહાશય ચુંટાયા છે એમના કરતાં કોઇ વધારે યોગ્ય પુરુષ મ્હારા જાણવામાં નથી. ( જોસભેર તાળીઓ ). જ્યારે સર રામલાલ ૨૧ વર્ષની કાચી વયમાં હતા ત્યારે એમને રાય સાહેબનો પ્રથમ ઈલ્કાબ મળ્યો હતો અને એમની એ

---

* અને ખાનબહાદુરનું વજન ૧૯૩ પાઉંડ હતું એટલે એમનો મૂકેલો ભાર કંઈ જેવો તેવો ન્હોતો.

દિશાસા પ્રવૃત્તિ હજી ચાલુ જ છે. (તાળીઓ). પોતે ગર્ભ-શ્રીમન્ત હોવા છતા આખી જીંદગી એમણે લોકસેવામાં ગાળી છે. પોતાના ગાડીઘોડા લોકોને વરઘોડા વાસ્તે ખુશીથી અને ભાડું લીધા વગર એ આપે છે. કોઈ પણ અમલદાર એમના ગામ પાસેથી ટ્રેનમા જતો હોય તો એને વાસ્તે ચ્હા, શરબત, મીઠાઈ અને પાનસોપારી તથા હારતોરા લઇ સ્ટેશને અતિથિનો સત્કાર કરવા જાય છે. સર રામલાલ દેશભક્ત છે પરંતુ એમની ભક્તિ ઘેલી કે ઉદ્દામ નથી. એમને દેશ વાસ્તે ગાઢ પ્રેમ છે પણ એ પ્રેમ કાયદાની હદ કદી ઓળગી જતો નથી. (તાળીઓ). એ સ્નેહ સુદઢ છતા સુમર્યાદિત છે. આનાં એક બે જ દૃષ્ટાન્ત હું આપીશ. જલિયાંવાળામાં જોઇયે તે કરતા થોડીક વધારે ગોળીઓ જનરલ ડાયરે વાપરી હતી એવો એમનો મત હતો છતા જનરલ ડાયરના લાભાર્થે વિલાયતમાં જે ફંડ થયું હતું તેમા પૈસા ભરતા એ અચકાયા ન્હોતા. (તાળીઓ) એ જ પ્રમાણે સાઇમન કમિશનમાં દેશીઓ નિમ્યા હોત તો કંઈ ખોટું ન્હોતુ એવો એમનો અંગત અભિપ્રાય છતા હિન્દુસ્તાનના કોઇ પણ નેતા કરતા વધારે પાર્ટિઓ એમણે કમિશનને આપી છે. ગવર્નરોને સર રામલાલ ઉપર એવી શ્રદ્ધા થઈ ગઈ છે કે પોતાની ખાનગી બાબતોમાં પણ એમની સલાહ તેઓ લે છે. જ્યારે જ્યારે સર રામલાલે ગવર્નર સાથે મુલાકાતની માંગણી કરી છે ત્યારે તરત જ એ સ્વીકારવામા આવી છે. છેલ્લા ચોવીસ વર્ષે થયાં આ પ્રાન્તનો એક પણ એવો ગવર્નર નથી થઈ ગયો કે જેણે પોતાનો હોદ્દો છોડતા પ્હેલા આપણા પ્રમુખ મહાશયને એક કે બીજા પ્રકારનો ઇલ્કાબ કે ચાદ ન આપ્યો હોય. (તાળીઓ) આવા પ્રમુખ સાહેબની સ્તુતિ કરવી એ

એમના અસંખ્ય ઇલ્કાબોની પાછળ યુનિવર્સિટીની ડિગ્રીના અક્ષરો લખવા બરાબર છે.”

ભરૂચના એક પારસી ગૃહસ્થે અને સિંધના એક મુસલમાન બન્ધુએ આ ઠરાવને અનુમોદન આપ્યા પછી સર્વાનુમતે એ પસાર થયો હતો અને મંડપમાંથી ચોમેર તાળીઓની ગર્જના વચ્ચે સર રામલાલે પ્રમુખસ્થાન લીધું હતું.

આખા જગતમાં જે બનાવો બની રહ્યા છે એથી ઇલ્કાબધારીઓને શા લાભ અને ગેરલાભ છે એનું સવિસ્તર અને નિપુણ અવલોકન પ્રમુખશ્રીના ભાષણમાં હતું. સ્હાડા ત્રણ કલાક એ ભાષણ ચાલ્યું છતાં પ્રમુખના ઘાટાને લેશ માત્ર હરકત આવી નહિ. પરિષદ્‌ના ઇતિહાસ તથા લક્ષ્ય વિશે અને પરિષદે ભવિષ્યમા કયા ધોરણ ઉપર કામ કરવું એ વિશે એમાં ઉલ્લેખો હતા. કોઇપણ પ્રકારના ઇલ્કાબો મળ્યા હોય કે મળવાના હોય એવા સર્વે લોકો વચ્ચે સંપ, સહકાર અને ઐક્ય સાધવા માટે અન્તમાં એક ઉત્કટ પ્રાર્થના હતી.

પ્રમુખે કહ્યું, “નામદાર વાઇસરૉય સાહેબને મ્હારે ખાત્રી આપવાની જરૂર નથી કે અમારો હેતુ વફાદારીભર્યો છે. નામદાર વાઇસરૉય સાહેબની રાજ્યનીતિ પ્રશંસનીય છે. એ રાજ્યપ્રબંધને લૉર્ડ રેડિંગ સાહેબની અને તેથી આગળ વૉરન હેસ્ટિંગ્સ સાહેબની રાજ્યપદ્ધતિ સાથે અવિચ્છિન્ન સંબન્ધ છે.

“સદ્‌ગ્રહસ્થો, આપણા શાસ્ત્રમાં ઉક્તિ છે—જેનો લેખક અજ્ઞાત હોય એવાં બધાં સંસ્કૃત વાક્યોને હું શાસ્ત્ર જ લેખું છું—કે **गुणाः पुजास्थानं न च लिङ्गं न च वयः।** આધુનિક જમાનાને અનુકૂળ એ શાસ્ત્રાજ્ઞાને બનાવીએ તો ગુણને સ્થળે ઇલ્કાબ શિવાય બીજું શું હોઈ શકે? (તાળીઓ).

“ માનનીય બન્ધુઓ ! આ સ્થાન વાસ્તેની મ્હારી નાલાયકાત વિશે મ્હારાથી તો વધારે શું કહેવાય ? મ્હારી નાલાયકાત વિશે મ્હારે કંઇ પણ કહેવું એ તો અત્યુક્તિ જ લેખાય. કેટલાક મહાપુરુષો પેઠે મ્હારી નમ્રતાનું મ્હને અભિમાન નથી છતાયે એટલું તો મ્હને કહેવા દ્યો (“ કહો ! કહો ! ” ના પોકારો ) કે આ સ્થાન માટેની મ્હારી યોગ્યતા મ્હારી અવસ્થાને લઇને કે હું પુરુષ છું એથી નહિં પણ મ્હારા ઈલ્કાબને લીધે જ છે ( તાળીઓ ).

“ સુશીલ સજ્જનો, મ્હારા જીવનમા ઘણી મૂર્ખાઇઓ મ્હે જોઈ છે; પરતુ ઇલ્કાબના બહિષ્કાર વાસ્તે અસહકારના દુષ્ટ અને બાલિશ સંચલનમાં જે ઉપદેશ કરવામાં આવ્યો હતો એના જેવી અર્થહીન પ્રવૃત્તિ મ્હેં કદી જોઈ નથી. ( જોસભેર તાળીઓ ). કોર્ટના કે નિશાળના બહિષ્કાર કરતા યે વધારે દુષ્ટ એ બહિષ્કાર હતો. કારણકે વકીલો તો કૉંગ્રેસ ને ખિલાફત ફડ દ્વારા પોતાનો નિર્વાહ કરી શકે અને વિદ્યાર્થીઓ કહેવાતી રાષ્ટ્રીય શાળામાં જઈ શકે; પરંતુ ઇલ્કાબના બહિષ્કારનો રચનાત્મક કાર્યક્રમ શો ? ઇલ્કાબધારીઓ ઈલ્કાબોનો ત્યાગ કરે તો તેઓ એને બદલે નવું શું ગ્રહણ કરી શકે ? તેમને નવા ઈલ્કાબો કોણ આપે ? ઇલ્કાબના બહિષ્કાર માટે જે ધાધલ અસહકારીઓએ કરી છે એ તદ્દન નિરર્થક છે. કારણ એમને કદી ઇલ્કાબ મળવાના નથી અને જેઓ ઇલ્કાબ ધરાવે છે તેઓ કદી એ છોડી દેવાના નથી આ તો કરકસર કરવાના બોધ દેવા જેવું વ્યર્થ છે. કારણ કે ગરીબોની કરકસર કરવા જેટલી શક્તિ હોતી નથી અને ધનવાનોને કરકસર કરવાની વૃત્તિ હોતી નથી. ( પુષ્કળ હસાહસ અને તાળીઓ ).

"ઇલ્કાબધારીઓને ચુંટણીના ખાસ હક્ક હોવા જોઇયે. એમને પ્રાન્તિક અને વડી ધારાસભા વાસ્તે તથા કાઉન્સિલ ઑફ સ્ટેટ વાસ્તે સભ્યો ચુંટવાનો હક્ક હોવો જોઇયે અને એવી બધી સંસ્થાઓમાં બે ત્રણ પ્રતિનિધિઓ હોવા જોઇયે. ઇલ્કાબધારીઓના પુત્રો અને સબન્ધીઓને નોકરીમાં રાખવાની ખાસ ગોઠવણ હોવી જોઇયે. કાઉન્સિલ ઑફ સ્ટેટમાં આપણા ઘણા પ્રતિનિધિઓ છે, તેમ જ આપણી વફાદારીને લીધે આપણા ઘણા સંબન્ધીઓને સરકારી નોકરી મળે છે એ સાચી વાત છે. પણ મ્હારે તો એવા આડકત્રા અને ગુપ્ત નહિં પણ સીધા અને ખુલ્લા હક્ક જોઇયે છિયે. આપણે જ દેશના ખરા ઉમરાવો છિયે અને ભારતની ખાનદાનીના પ્રતિનિધિઓ છિયે. ભિન્ન મતદારી મંડળો વાસ્તે અને ખાસ બેઠકો વાસ્તે આપણે માંગણી કરીશું અને કરીશું જ. સાઇમન કમિશન આપણી આ માંગણી લક્ષમાં લેશે એવી આશા છે.

"સરકારી માનને લીધે પ્રજાના સન્માનને યોગ્ય થયેલા બન્ધુઓ ! અન્તે મ્હારી પ્રાર્થના છે કે જે કોઈ વિટમ્બણાઓ આવે અને મુશ્કેલીઓ ઉભી થાય તે સર્વેને દૂર કરીને આપણું અંતિમ લક્ષ્ય–ઇલ્કાબ પ્રાપ્ત કરવાનું–આપણે મેળવીશું એવી મ્હારી ખાત્રી છે. માટે ઇલ્કાબધારીઓ ! જાગૃત થાઓ, એકત્ર થાઓ અને મથો !" ( પુષ્કળ તાળીઓ )

## વિષય વિચારીણી સમિતિ.

વિષય વિચારીણી સમિતિમાં જોસભેર અને રસિક ચર્ચા થઈ. મહારાષ્ટ્રના એક રાવબહાદુરે એવી સૂચના કરી કે બે વર્ષ સુધી કોઇને ઇલ્કાબ ન આપવાની સરકારને વિનતિ કરવી. એમની દલીલ એવી હતી કે ઇલ્કાબો હમણાં બહુ સસ્તા અને

સાધારણ થઈ પડયા છે અને એથી ઇલ્કાબની નવીનતા તો શું પણ એની પ્રતિષ્ઠાને પણ હાનિ પ્હોચે છે. ઇલ્કાબો હમણાં એવા સાધારણ થઈ પડયા છે અને એવા સામાન્ય માણસોને પણ આપવામાં આવે છે કે સ્હેજ પ્રતિષ્ઠિત લોકોને એ આપવામાં આવે છે ત્યારે એમને મુંઝવણ થઈ પડે છે. "મ્હારો જ દાખલો લ્યો," રાવબહાદુરે કહ્યું. "મ્હને જ્યારે રાવબહાદુરનો ઇલ્કાબ મળ્યો ત્યારે જ અમારા ગામના કલેકટર સાહેબનો જૂનો સામાન સારા ભાવે ખરીદનાર એક જરીપુરાણાવાળા વેપારીને પણ રાવબહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો હતો (શરમ ' શરમ ' ના પોકારો). આજકાલ સાઇમન કમિશનને આપવામાં આવતી પાર્ટિયોમાં હિન્દી પ્રજાજીવનના પ્રતિનિધિઓ તરીકે અમલદાર વર્ગના ખાનસામાઓ અને બટલરોને નિમત્રણ આપવામાં આવે છે એ આપને સૌને વિદિત છે. આ વસ્તુસ્થિતિને લીધે માન અકરામ સસ્તાં થઇ જવાનો સંભવ છે. અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે ઇલ્કાબનું મૂલ્ય વધારવા એની માંગ વધારવી જોઇએ અને માગ વધારવા એનો જથ્થો કમતી કરવો જોઇએ. એટલા માટે ઇલ્કાબ આપવાનું ટૂંક મુદત સુધી બંધ કરવું જોઇયે " આ ઠરાવ સામે સખ્ત વિરોધ પ્રદર્શિત થયો. વિરોધીઓમા જેમને ઇલ્કાબ મળ્યો ન્હોતો અને એની આશા હતી એ જ ન્હોતા પણ ઘણા પીઢ ઇલ્કાબધારીઓ પણ હતા. આવા ઇલ્કાબધારીઓનું કહેવું હતું કે એમના આદર્શની સીમા બંધાય એમ નથી. જેમ પર્વત ઉપર ચ્હડતા મનુષ્યનું ક્ષિતિજ વધતુ જાય છે અને જેમ શુદ્ધ બ્રાહ્મણોની ક્ષુધા થોડું ખાવાથી વધારે તીવ્ર થાય છે એમ ઇલ્કાબ વાસ્તેની તૃષા ઇલ્કાબ મળવાથી વધુ ઉત્કટ બને છે. તો પછી ઇલ્કાબોનો આવો પ્રતિબંધ કરવાની

શી જરૂર ? આ પક્ષના એક સભ્યની તો એવી ૦/ સૂચના હતી કે "ધારાસભા અને સ્થાનિક સંસ્થાઓમાં જેઓ એક વર્ષ સુધી સરકારની વિરુદ્ધ એક પણ વાર બોલ્યા ન હોય કે જેમણે એક પણ વાર વિરુદ્ધ મત ન આપ્યો હોય તેમને કંઈક ખિતાબ કે ચાંદ આપવો જોઈએ. શું આવા સજ્જનો માનનીય નથી ? અને માનનીય હોય તો એમને માન કેમ ન મળવું જોઈએ ?" રાવબહાદુરનો ઠરાવ બહુ મતે ઉડી ગયો.

શ્રીયુત સુકુમાર લાહીરી સી. આઇ. ઈ. એ એક ઠરાવ રજુ કર્યો કે માનચાંદની ટીપ બ્હાર પડે એમાં શી સેવા વાસ્તે કે શા કારણ માટે અમુક ગ્રહસ્થને ઈલ્કાબ કે ચાંદ આપવામાં આવ્યો છે તે ટૂંકમાં જણાવવું. શ્રીયુત લાહીરીનું કહેવું હતું કે ઇંગ્લંડમા લૉર્ડ જ્યૉર્જે આપેલા ઈલ્કાબોથી ભારે તોફાન ઉભુ થયું હતું અને એની તપાસ કરવા એક કમિટી નિમવામાં આવી હતી. અહિંયા કૉંગ્રેસવાળાઓ અને સ્વરાજીસ્ટો એવી તપાસ કરે તે પ્હેલાં પાણી આગળ પાળ બાંધવા માટે આવી પદ્ધતિ દાખલ કરવાની જરૂર છે. આ ઠરાવનો પણ સખ્ત વિરોધ થયો. એક ગૃહસ્થે એમ કહ્યું કે "ઈલ્કાબ આપવાનો અધિકાર રાજાનો છે અને એમાં ડખલ કરવાનો કે એનાં કારણો પૂછવાનો વિચાર માત્ર રાજદ્રોહ સમાન છે. શ્રીયુત લાહીરીની સૂચના વફાદારીની આપણી પ્રતિજ્ઞાની વિરુદ્ધ છે; કારણ કે એ સૂચવે છે એવી પ્રસિદ્ધિ રાજાની સત્તા ઉપર તરાપ મારવા બરાબર છે. વળી એવી પ્રસિદ્ધિ પ્રતિષ્ઠાને પણ હાનિકારક છે અને પ્રતિષ્ઠા ઈલ્કાબનું મૂળ છે. ઈલ્કાબ મેળવનારની લાયકાતની તુલના કરનાર છાપાં વાંચનારા તે વળી કોણ ?" બીજા સભ્યે વિરોધ દર્શાવતાં કહ્યું: "ઈંગ્લંડ અને હિન્દ વચ્ચે આ બાબતમાં કંઈ

સામ્ય નથી. વિલાયતમાં અમુક પાર્ટિના ફંડમાં પૈસા ભરવા બદલ ઇલ્કાબ આપવામા આવે છે જ્યારે હિન્દુસ્તાનમાં તો વફાદાર નાગરિકોને તથા રિટાયર થતા અમલદારોને ઇલ્કાબો આપવામાં આવે છે." શ્રીયુત લાહીરીના ઠરાવ ઉપર કેટલાક સુધારા રજુ કરવામાં આવ્યા. એક સુધારો એવો હતો કે જેને ઇલ્કાબ આપે ત્હેને ખાનગીમાં એના કારણો જણાવવાં જોઇયે. આ સુધારો રજુ કરનાર સભ્યોનું કહેવું હતુ કે ઘણી વાર પોતાને શા માટે ઇલ્કાબ મળ્યો છે એનું કારણ ઇલ્કાબ-ધારીઓ જ પોતાના મિત્રોને બરાબર સમઝાવી શકતા નથી; એટલે બીજાને કહી શકાય એવા કારણો શોધી સરકારે ઇલ્કાબ જાહેર કરતી વખતે એમને તે કહેવા જોઇયે. બીજો સુધારો એ હતો કે કયા ફંડફાળામાં કેટલી રકમ ભરવાથી ઇલ્કાબ આપવામા આવશે એ સરકારે વફાદાર નાગરિકોને તેમ જ ઇલ્કાબધારીઓને જણાવી દેવું જોઇયે! જેમ કે દસ લાખ આપે તો બેરોનેટ થવાય, એક લાખ આપે તો કે. સી. આઇ. ઇ. વગેરે. આ સુધારો પ્રમુખે અયોગ્ય ગણી નામંજુર કર્યો અને બાકીના બધા ઉડી ગયા.

પરિષદ્ જ્યારે મળી ત્યારે વફાદારીની લાગણી દર્શાવતો પ્રથમ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરતા સર રામલાલે કહ્યું કે "વાઇસિરૉયથી તે પોલીસ કૉન્સ્ટેબલ સુધીના બ્રિટિશ સલ્તનતના સમસ્ત પ્રતિનિધિઓ ઉપર અમને સંપૂર્ણ વિશ્વાસ છે."

બીજો ઠરાવ નીચે પ્રમાણે હતો: "ઇલ્કાબના બહિષ્કારની અનિષ્ટ અને રાજદ્રોહી પ્રવૃત્તિ સ્હામે આ પરિષદ્ સખ્ત વિરોધ જાહેર કરે છે અને આ બાબતમા પરિષદ્‌ની ભાવ-નાઓ સાધવા અમલદારોની ખુશામત આદિ રચનાત્મક કાર્યક્રમ કરવાનો પરિષદ્ સર્વને આગ્રહ કરે છે."

આ ઠરાવ ખાનબહાદુર ખીમજી લીમજી જે. પી. એ એક ભુરસાદાર ભાષણમાં રજુ કર્યો હતો. એમણે કહ્યું, " ઇલકાબ એ મહાન અંગ્રેજ પ્રજાની મહાન શોધ છે. એ શોધ વિજળી અને વાયરલેસ જેટલી જ મહત્ત્વની તથા ઉપયોગી છે; અને એ શોધનો લાભ હિન્દની પ્રજાને પણ મળે છે તે વાસ્તે આપણે બ્રિટિશ રાજ્યનો આભાર માનવો ઘટે છે. જેમ પરદેશી કાપડની આયાતથી આપણને સુઘડતા, નાજુકાઈ અને કલાનું ભાન થયું છે અને આપણો ભ્રાતૃ–ભાવ વધ્યો છે, જેમ પરદેશી દારૂની આયાતથી જીવનના આનન્દ અને મઝાની આપણને ઝાંખી થઈ છે એમ જ ઇલકાબની રૂઢિના કારણે આપણા જાહેર જીવનમાં પ્રતિષ્ઠા અને મોભ્ભો આવ્યા છે. મર્હૂમ સુબ્રહ્મન્ય આયર, કવિ રવીન્દ્રનાથ ટાગોર, એન. એમ. જોશી તેમ જ મૂર્ખ અસહકારીઓએ ઇલ્કાબોનો ત્યાગ કર્યો છે એને વિશે તો હું શું કહું? હું એટલું જ કહીશ કે ઇલ્કાબોની એમને દરકાર નથી તો પછી એનો ત્યાગ કરવા માટે આટલી ધાંધલ તેઓ શા માટે કરે છે? ( જોસભેર તાળીઓ ). સાચી વાત એ છે કે એ લોકોને પણ ઇલ્કાબો ગમે છે, એમને ઇલ્કાબોની કિંમત છે પરંતુ થોડાક કૅાંગ્રેસ-વાળાઓના ભયે તેઓ એ છોડી દે છે અને એનો અસ્વીકાર કરે છે. દાખલા તરીકે શાપુરજી સક્લાતવાળા બે વર્ષ ઉપર હિન્દુસ્તાન આવ્યા હતા ત્યારે જ્યાં જાય ત્યાં ઇલ્કાબ-ધારીઓની હાસિ કરતા હતા; પરંતુ એ સારી રીતે જાણતા હતા કે જે. પી. નો ઇલ્કાબ પણ એમને મળે એમ ન્હોતું. ( હસાહસ અને તાળીઓ ). ટાગોરે જલિયાંવાળાના બનાવ પછી નાઇટહૂડના ખિતાબનો ત્યાગ કર્યો પણ એમાં ખોટ કોને ગઇ, નુકશાન કોને થયું? ટાગોરને જ. વળી સરકારે

હજી એ પાછા વળેલા ખિતાબની પ્હોંચ સ્વીકારી નથી એટલે ત્યજાયેલો એ ખિતાબ પડયો છે કયા? ટપાલ ઑફિસના જૂના કાગળોના ખાતામા? (પુષ્કળ હસાહસ).

સુરતવાળા રાવબહાદુર મુગટલાલ માધવલાલે આ ઠરાવને અનુમોદન આપતાં કહ્યું, "ભાઇઓ, ઇલ્કાબ જો આવી તુચ્છ વસ્તુ હોય તો આધ્યાત્મિક વૃત્તિવાળા અને વૈરાગી અસહકારીઓ અને પ્રજાસત્તાના સિદ્ધાન્તને પૂજનારા સ્વરાજીસ્ટો પોતે કેમ પરસ્પર એક બીજાને ઇલ્કાબો આપે છે? તેઓના ટોળામાં પણ મહાત્માઓ અને દેશબન્ધુઓ, દેશભક્તો અને દીન-બન્ધુઓના ઇલ્કાબો એક બીજાને બક્ષે છે, પંડિતના નામ પાછળ માનાર્થે "જી" વાપરે છે અને કોમ્યુનિસ્ટ જવાહીરલાલ પણ 'કોમરેડ'નું સંબોધન પોતાના મિત્રો માટે યોજે છે! (પુષ્કળ તાળીઓ).

"આપણા દેશમાં પણ ઇલ્કાબની રૂઢિ પ્રાચીનકાળથી ચાલતી આવી છે. કૃષ્ણ ભગવાનને શ્રી કૃષ્ણ શા વાસ્તે કહીએ છિયે? રાજકુમાર સિદ્ધાર્થને જ્યારે દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે એમણે બુદ્ધની ઉપાધિ શા માટે ધારણ કરી? કાલિદાસ અને ભવભૂતિ વચ્ચે રાજ્યકવિના ઇલ્કાબ માટે વાધો ન્હોતો પડયો? અકબર પાદશાહ શું ખિતાબો ન્હોતો આપતો? આ સર્વ શું દેખાડે છે? એ જ કે ઇલ્કાબ ધારણ કરવાની વૃત્તિ મનુષ્ય સ્વભાવમા મૌલિક છે અને પ્રાચીન કાળથી સમાજની એ પ્રણાલિકા છે, ત્યારે એ સ્વાભાવિક વૃત્તિને આપણા દેશમાં શા વાસ્તે પોષણ અને ઉત્તેજન ન મળવું જોઇયે? આપણામાં કહેવત છે કે "લક્ષ્મી ચાલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા ન જવું." તો સરકાર ઇલ્કાબ આપવા આવે ત્યારે આપણે

શા સારૂ આનાકાની કરવી? શું ફિરોઝશાહ મહેતા અને ગોખલે જેવાઓને ઇલ્કાબો નથી મળ્યા? અને એથી શું પૂરવાર નથી થતું કે ઇલ્કાબો ઘણીયે વાર યોગ્ય પુરુષોને આપવામાં આવે છે? સદ્‌ગૃહસ્થ સંબોધનને યથાર્થ ઉચિત છો એવા ગૃહસ્થો! આપને વિદિત જ હશે કે બ્રિટિશ સામ્રાજ્યમાં આવા માનચાંદ મેળવવાનો વિશિષ્ટ અધિકાર હિન્દને જ છે. બીજાં સંસ્થાનોએ પોતાના નાગરિકોને આવા માનચાંદ આપવાની ના પાડી છે. પરંતુ હિન્દ પ્રત્યે આ બાબતમાં ઈંગ્લંડની સરકાર ખાસ પક્ષપાત દેખાડે છે અને બીજા કોઈ સંસ્થાનને નથી એવો હક્ક હિન્દને આપ્યો છે. આમ સંસ્થાનિક સ્વરાજ્ય કરતાં પણ વધારે આપણને કંઇક મળેલું છે અને એવું અપ્રતિમ સ્થાન આપણે વિનાકારણ શું ગુમાવી દઈશું? સ્વતંત્રતાના પક્ષકારો પણ સંતુષ્ઠ થાય એવી આ આપણી સ્થિતિ વગર વિચાર્યે આપણે વેડફી દઈશું?" (તાળીઓ).

ઈલ્કાબના બહિષ્કાર માટે "શરમ, શરમ"ના પોકારો વચ્ચે તથા ઇલ્કાબ માટે પ્રયાસ ચાલુ રાખવાના નિશ્ચયરૂપ હર્ષભેર તાળીઓ વચ્ચે આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

બીજો ઠરાવ ઇલ્કાબધારીઓ વાસ્તે ખાસ હકની માંગણીનો હતો. એમાં ભિન્ન મતદાર મડળો, ધારાસભા આદિ સંસ્થાઓમાં જૂદી બેઠકો, કર તથા સરકારી નોકરીઓમાં ખાસ લાભ અને કમિશનો તથા કમિટીઓમાં યોગ્ય પ્રતિનિધિત્વની માંગણી કરવામાં આવી હતી.

સર કૃષ્ણનાથન મુડલીઆરે આ ઠરાવ રજુ કર્યો હતો. એમણે કહ્યું, "ઇતિહાસ આપણને શીખવે છે કે અધિકાર હોય એ જ રાજ્ય કરવાને યોગ્ય છે. પ્રજાસત્તાક રાજ્યમાં

પણ થોડાક નેતાઓ જ ખરા કાર્યવાહકો હોય છે. હવે અધિકારનું ચિહ્ન શું? ખાનદાનીની સંજ્ઞા કઇ? પ્હેલા જન્મને લીધે હક મળતા. જ્ઞાતિની સંસ્થા પણ જન્મના અકસ્માત ઉપર રચાઇ છે. પણ હવેના જમાનામા એ અધિકાર આપણે સ્વીકારી શકતા નથી. ખાનદાન એટલે ધનવાન એવો પણ ખ્યાલ પ્રચલિત છે. જો કે એ માન્યતા છેક ખોટી નથી અને પશ્ચિમમા પણ ધનના પાયા ઉપર જ વર્ગભેદ અને સમાજરચના થયાં છે છતા એ પદ્ધતિ પણ સંતોષકારક નથી; કારણ કે સટ્ટાને લીધે ધનવાન લોકો ગરીબ થઇ જાય છે અને ગરીબ લોકો પૈસાદારની હારમાં આવી જાય છે. સજ્જનો! અધિકારને કંઇક ઉપાધિ તો જોઇયે જ અને કીર્તિને પણ ચિહ્ન જોઇયે. આ કીર્તિચિહ્ન તે ઇલ્કાબ ઇલ્કાબની પદ્ધતિને હું આવશ્યક લેખુ છું કારણ કે ઇલ્કાબ વગર આપણી ખાનદાનીનું બીજું ચિહ્ન શું રહે? આજકાલ જ્યારે વ્યાપારી મંડળોને, ભિન્ન ભિન્ન કોમોને, મજુરોને અને અંત્યજોને ચુંટણીના અને અલગ પ્રતિનિધિઓ નિમવાના ખાસ હક મળે છે ત્યારે ઇલ્કાબધારીઓને એ કેમ ન મળે? ઇલ્કાબધારીઓનું પણ વિશિષ્ટ અસ્તિત્વ છે અને એ અસ્તિત્વને રાજકીય જીવનમાં સ્થાન કેમ ન મળે? ઇલ્કાબધારીઓ વચ્ચે કોમ કોમનો ભેદ નથી, પ્રાન્તોના વિભાગ નથી, આર્થિક કલહો નથી. તેઓ વચ્ચે એમના અતિમ લક્ષ્યને લીધે ઐક્ય છે અને એથી એમને જે પ્રતિનિધિત્વ મળે એ સર્વથા અને વાસ્તવિક રીતે રાષ્ટ્રીય જ છે." (પુષ્કળ તાળીઓ).

આ ઠરાવના ટેકામાં રાવસાહેબ મથુરપ્રસાદ લંગડાએ કહ્યું, "સરકારનો વિરોધ ન કરવો એ આપણો સિદ્ધાન્ત છે

છતાં યે જે પ્રકારની વર્તણૂંક સરકાર આપણી પ્રત્યે ફેશીટકવાર ચલાવે છે તેથી મને નમ્રતાપૂર્ણ અને તદ્દન વફાદારીભર્યો રોષ આવે છે. ધારાસભામાં આપણો એક પણ પ્રતિનિધિ નહિ અને આપણને સંપૂર્ણ વફાદારી બદલ કર ઈત્યાદિ બાબતમાં કંઇ પણ લાભ નહિ! બન્ધુઓ! આજ કાલ સર્વ વસ્તુઓનું દામ છે તો પછી સરકાર માટેની વફાદારી પણ મફત શી રીતે મળે? (થોડીક તાળીઓ). મ્હારા ગામમાં ગવર્નર સાહેબ પધારેલા ત્યારે સ્ટેશન ઉપર બોલાવેલા નાગરિકોમાં કેટલાક ઉદ્દામ પક્ષવાળાઓને અને ખાદી પહેરનારાઓને નિમંત્રણ કરેલાં; પણ મ્હને તેડું જ નહિ ("શરમ શરમ"ના પોકારો). તપાસ કરતાં જણાયું કે કલેક્ટર સાહેબનો મત મત હતો કે જેઓ સરકારના પક્ષમાં છે એમને બોલાવવાની કે રીઝવવાની શી જરૂર? જેઓ વિરોધીઓ હોય એમને જીતી લેવા જોઇયે! દીનભાવે બે હાથ જોડીને-કહો તો ઘુંટણીએ પડીને-કહો તો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને પૂછું છું કે "મા બાપ સરકાર! આ તે વ્યાજબી છે, ન્યાય છે, ડહાપણભર્યું પગલું છે? શું અમે બારડોલીના ખેડૂતોથી પણ ઉતર્યા?"

અત્રે એક ગુજરાતી સભ્યે વાંધો લીધો હતો કે બારડોલીનું સમાધાન ત્યાના ખેડૂતોની લ્હડતથી નહિં પણ એમનાં ઢોરોની સ્થિતિને લીધે થયું હતું. એમણે કહ્યું, "ઝવેરભાઈ પટેલના દીકરા અને વિઠ્ઠલભાઇના ન્હાના ભાઇ વલ્લભભાઇએ એક ભાષણમાં કહ્યું હતું કે 'ભેંસો મડમડી થઈ ગઇ છે!' આથી ઇંગ્લંડની સ્ત્રીઓમાં મ્હોટો ખળભળાટ થયો હતો અને ઇંગ્લંડમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાથી ત્યાંની સ્ત્રીઓના

હૃદયમાં ઇર્ષ્યા અને ભયની લાગણી ઉત્પન્ન થઇ હતી. ઇંગ્લંડની જુવાન સ્ત્રીઓને હમણા જ મત મળ્યો હોવાથી કુંવારિકાઓની સંખ્યા વધી ન જાય એ બ્હીકે બારડોલીમાં વધુ મડમો થઈ લગ્નની હરિફાઈ ન વધે માટે સમાધાન કરવાનું સરકારને દબાણ કર્યું હતું. એથી જ બારડોલીમાં સલાહ થઈ હતી." રાવસાહેબ લંગડાએ ઉત્તર દીધો, "આથી તો ઉલટું મ્હારી દલીલને સમર્થન મળે છે કે આપણે દોરા કરતાં પણ ઉતર્યાં '"

આ ઠરાવ ઉપર નવાબઝાદા મહમ્મદ હુસેને સુધારો રજુ કર્યો કે ઇલ્કાબધારીઓને ખાસ ચુંટણી વગેરેના હક મળે એમાં મુસલમાન ઇલ્કાબધારીઓને વાસ્તે અમુક પ્રતિનિધિઓ ઇત્યાદિ અલગ રાખવા જોઇયે નવાબઝાદાએ કહ્યું, "કોમોનો ભિન્ન ચુંટણીની વ્યવસ્થા અને પ્રતિનિધિઓ વગર કોમો વચ્ચેનું ઐક્ય સધાશે નહિં. વિચ્છિન્નતાથી જ સહકાર વધે છે અને વિભિન્નતામા જ એકતા છે. જગદીશચન્દ્ર બોસની પણ આ જ શોધ છે એમ એક ખિલાફતી વિજ્ઞાનશાસ્ત્રીએ શોધી કહાડ્યુ છે અને રવીન્દ્રનાથ ટાગોરની આન્તર-રાષ્ટ્રીય ફિલસુફીનું પણ એ જ કેન્દ્ર છે એમ પંજાબના ઇકબાલ કવિનું કહેવું છે. ગાંડાની ઇસ્પિતાલો, કેદખાનાઓ, ઈત્યાદિ સંસ્થાઓમાં મ્હારી કોમને ખાસ પ્રતિનિધિત્વ છે કે નહિં એ વિશે હું હાલ તરત અંગત તપાસ કરૂં છું. સિનેમા, થિયેટરો, દારૂના પીઠા, સર્કસો, હોટેલો, ઉપાહારગૃહો વગેરે સંસ્થાઓમા બધી કોમોને શા સારૂ સમાન હક ન મળવા જોઇયે ?"

રાયસાહેબ મહામહોપાધ્યાય શાસ્ત્રી ભીપણનાથે આ સુધારાની વિરુદ્ધ એક લાંબું અને જૂસ્સાદાર ભાષણ કર્યુ હતું.

છતાં યે જે પ્રકારની વર્તણૂક સરકાર આપણી પ્રત્યે કેલીટકવાર ચલાવે છે તેથી મ્હને નમ્રતાપૂર્ણ અને તદ્દન વફાદારીભર્યો રોપ આવે છે. ધારાસભામાં આપણો એક પણ પ્રતિનિધિ નહિં અને આપણને સંપૂર્ણ વફાદારી બદલ કર ઇત્યાદિ બાબતમાં કંઇ પણ લાભ નહિં! બન્ધુઓ! આજ કાલ સર્વ વસ્તુઓનું દામ છે તો પછી સરકાર માટેની વફાદારી પણ મફત શી રીતે મળે? (થોડીક તાળીઓ). મ્હારા ગામમાં ગવર્નર સાહેબ પધારેલા ત્યારે સ્ટેશન ઉપર બોલાવેલા નાગરિકોમાં કેટલાક ઉદ્દામ પક્ષવાળાઓને અને ખાદી પહેરનારાઓને નિમંત્રણ કરેલાં; પણ મ્હને તેડું જ નહિં ("શરમ શરમ"ના પોકારો). તપાસ કરતાં જણાયું કે કલેક્ટર સાહેબનો મત મત હતો કે જેઓ સરકારના પક્ષમાં છે એમને બોલાવવાની કે રીઝવવાની શી જરૂર? જેઓ વિરોધીઓ હોય એમને જીતી લેવા જોઇયે! દીનભાવે બે હાથ જોડીને—કહો તો ઘુંટણીએ પડીને—કહો તો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને પૂછું છું કે "મા બાપ સરકાર! આ તે વ્યાજબી છે, ન્યાય છે, ડહાપણભર્યું પગલું છે? શું અમે બારડોલીના ખેડૂતોથી પણ ઉતર્યા?"

અત્રે એક ગુજરાતી સભ્યે વાંધો લીધો હતો કે બારડોલીનું સમાધાન ત્યાંના ખેડૂતોની લ્હડતથી નહિં પણ એમનાં ઢોરોની સ્થિતિને લીધે થયું હતું. એમણે કહ્યું, "ઝવેરભાઈ પટેલના દીકરા અને વિઠ્ઠલભાઇના ન્હાના ભાઇ વલ્લભભાઇએ એક ભાષણમાં કહ્યું હતું કે 'ભેંસો મડમડી થઈ ગઇ છે!' આથી ઇંગ્લંડની સ્ત્રીઓમાં મ્હોટો ખળભળાટ થયો હતો અને ઇંગ્લંડમાં પુરુષો કરતા સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાથી ત્યાંની સ્ત્રીઓના

હૃદયમાં ઇર્ષ્યા અને ભયની લાગણી ઉત્પન્ન થઇ હતી. ઇંગ્લંડની જુવાન સ્ત્રીઓને હમણા જ મત મળ્યો હોવાથી કુંવારિકાઓની સંખ્યા વધી ન જાય એ બ્હીકે બારડોલીમાં વધુ મડમો થઈ લગ્નની હરિફાઈ ન વધે માટે સમાધાન કરવાનું સરકારને દબાણ કર્યું હતું. એથી જ બારડોલીમાં સલાહ થઈ હતી." રાવસાહેબ લંગડાએ ઉત્તર દીધો, "આથી તો ઉલટું મ્હારી દલીલને સમર્થન મળે છે કે આપણે ઢોરો કરતાં પણ ઉતર્યા !"

આ ઠરાવ ઉપર નવાબઝાદા મહમ્મદ હુસેને સુધારો રજુ કર્યો કે ઇલ્કાબધારીઓને ખાસ ચુંટણી વગેરેના હક મળે એમા મુસલમાન ઇલ્કાબધારીઓને વાસ્તે અમુક પ્રતિનિધિઓ ઇત્યાદિ અલગ રાખવા જોઇયે નવાબઝાદાએ કહ્યું, "કોમોનો ભિન્ન ચુંટણીની વ્યવસ્થા અને પ્રતિનિધિઓ વગર કોમો વચ્ચેનું ઐક્ય સધાશે નહિં. વિચ્છિન્નતાથી જ સહકાર વધે છે અને વિભિન્નતામા જ એકતા છે. જગદીશચન્દ્ર બોસની પણ આ જ શોધ છે એમ એક ખિલાફતી વિજ્ઞાનશાસ્ત્રીએ શોધી કહાડયું છે અને રવીન્દ્રનાથ ટાગોરની આન્તર-રાષ્ટ્રીય ફિલસુફીનું પણ એ જ કેન્દ્ર છે એમ પંજાબના ઇકબાલ કવિનું કહેવું છે. ગાડાની ઇસ્પિતાલો, કેદખાનાંઓ, ઈત્યાદિ સંસ્થાઓમાં મ્હારી કોમને ખાસ પ્રતિનિધિત્વ છે કે નહિં એ વિશે હું હાલ તરત અંગત તપાસ કરૂં છું. સિનેમા, થિયેટરો, દારૂના પીઠાં, સર્કસો, હોટેલો, ઉપાહારગૃહો વગેરે સંસ્થાઓમાં બધી કોમોને શા સારૂ સમાન હક ન મળવા જોઇયે ?"

રાયસાહેબ મહામહોપાધ્યાય શાસ્ત્રી ભીષણનાથે આ સુધારાની વિરુદ્ધ એક લાંબું અને જુસ્સાદાર ભાષણ કર્યું હતું.

એમણે કહ્યું, "સાઇમન કમિશન કંઈ નવાઈની વાત નથી. મ્હારો ભાઇ કમિશન એજંટ છે અને હું જાણું છું કે સર જોન સાઈમન હિન્દુસ્તાનની સેવા વાસ્તે કેટલું કમિશન મેળવે છે. પરંતુ નવાબઝાદાની સૂચનાની હું વિરુદ્ધ છું. ભિન્ન ચુંટ-ણીની વ્યવસ્થા અને કોમના પ્રતિનિધિત્વની હું સખ્ત વિરુદ્ધ છું. હું એની એટલો વિરુદ્ધ છું કે નવાબઝાદા જો આ માંગણી કરશે તો પછી હિન્દુઓ માટે પણ ભિન્ન મત અને બેઠકોની માંગણી કર્યા વગર મ્હારે છૂટકો નથી. અલ્પકોમોના હકના રક્ષણમા બહુમતીવાળી કોમને સૌથી ઓછો હક સરવાળે મળે છે એ શોચનીય છે. હિન્દુઓની અધમ દશા માટે મ્હને શોક થાય છે. બાળલગ્ન તથા વિધવાવિવાહના પ્રતિબંધને લીધે અને અંગ કસરત વગર, જ્ઞાતિઓનાં બંધનોને લીધે અને અખાડા વગર, પરસ્પર સહકાર વગર, હિન્દુઓ પડતી દશામાં છે. મુસલમાનોની વિરુદ્ધ નહિ પણ કેવળ સ્વરક્ષણ માટે જ હિન્દુઓએ સંગઠન કરવું જોઇયે અને એક થવું જોઇયે. હિન્દુઓના ઐકય વગર સ્વરાજ્ય તો શું પણ હિન્દુઓને ઇલ્કાબો પણ નહિં મળી શકે."

એક શીખ અને એક ઍંગ્લો-ઇંડિયન ગૃહસ્થે નવાબઝાદાની દરખાસ્તને અનુમોદન આપ્યું. કોમો વચ્ચેના ભેદનો વિનાશ ભિન્ન હક્કોથી જ થશે એવો એમનો મત હતો.

ઘણી લાંબી અને ગરમાગરમ તકરાર પછી સમાધાન થયું કે વિશિષ્ટ હકના પ્રશ્નનો નિકાલ કરવા વાસ્તે એક કમિટી નિમવી અને એ કમિટીમા મુસલમાનોને ૩૩⅓ ટકા પ્રતિ-નિધિત્વ આપવું તથા એ માટે ½ મુસલમાન માણસ ખોળી કહાડવો. ઇલ્કાબની ટીપમાં મુસલમાનો વાસ્તે કેટલો

ભાગ મુકરર કરવો એ વિશે જરૂર પડે તો સર મિંયાં મહમ્મદ શાફીની સલાહ લેવી એમ નક્કી થયું. નવાબઝાદાએ પોતાનો સુધારો પાછો ખેંચી લીધો પણ એવી સરત કરી કે સને ૧૯૩૭ પ્હેલા આ પ્રશ્નનો નિકાલ થવો જ જોઇયે. આ સરતનો સ્વીકાર થયો પણ ૧૯૩૭ ની ૧ લી જાન્યુઆરી કે ૩૧ મી ડિસેમ્બર પ્હેલા નિર્ણય થવો જોઇયે એ સ્ફુટ ન થયું.

છેલ્લા ઠરાવમાં પરિષદ્‌ના બધા સભ્યોને અમલદારો જે પાર્ટિ, ખાણા ઈત્યાદિ આપે તેમા જવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો; અને વધારે પ્રમાણમા દરબારો ભરવાની સરકારને વિનંતિ કરવામાં આવી હતી.

છેવટે પરિષદે પ્રમુખનો ઉપકાર માન્યો હતો અને ઉત્તરમાં પ્રમુખે પરિષદ્‌નો ઉપકાર માન્યો હતો. (આની વિગત માટે ગમે તે પરિષદ્‌નો હેવાલ વાચકે જોઇ જવો.) પ્રમુખે અન્તના ભાષણમા કહ્યું કે "આપણે ઇલ્કાબ મેળવવા વાસ્તે યત્ન કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે એ આપણે સૌ પાળવાના છિયે. કૉંગ્રેસની પ્રતિજ્ઞાઓ જેવી એ ખોટા દેખાવની, આડમ્બરની અને ઢોંગી નથી. આપણી સતીત્વની ભાવના સુદૃઢ છે અને બ્રિટિશ સલ્તનત શિવાય બીજા કોઇનુ પ્રભુત્વ સ્વીકારવાનું ઘોર પાપ કરીશું નહિં."

પરિષદ્‌ને અન્તે એ સપૂર્ણ થવાને લીધે આખા મંડપમાં આનંદ અને ઉત્સાહ ફેલાઈ રહ્યાં.

# પરદેશગમનનાં દરદો

દિવસે દિવસે યુરોપ–અમેરિકા જતા હિન્દીઓ વધતા જાય છે. આનો એક લાભ એ છે કે એમનું મહત્ત્વ ઘટતું જાય છે અને ગેરલાભ એ છે કે તેઓ સુન્દર અસત્ય કથનો કહી શકતા નથી. જૂના વખતમા ઇંગ્લંડ જવાનું મહત્ત્વ ઘણું હતું. ઘણા વર્ષો પર મુંબઈની એક 'લોકલ' ટ્રેનમા એક ગ્રહસ્થ કોટ–પાટલુન ટાઇ–કૉલર પ્હેરીને બેઠા હતા, પાસે હૅટ હતી અને મ્હોમાં લગભગ સવા–ફૂટની ચીરૂટ હતી. તેઓ બીજા એક ઉતારૂ સાથે વાત કરતાં કરતાં અસંબદ્ધ રીતે બોલી ગયા કે " When I was in England–જ્યારે હું ઇંગ્લંડમાં હતો " અને મ્હારી તરફ વિજય અને ગર્વની દૃષ્ટિથી જોયું. મ્હારા મ્હોં પર આશ્ચર્ય અને માનનાં ચિહ્નો જોઇ તેઓ સંતુષ્ટ થયા જણાયા અને ચીરૂટમાંથી ધુમાડાનો એક મ્હોટો ગોટો કહાડયો. થોડાં વર્ષો સુધી વિલાયત જઈ

આવ્યા માટે બડાશ મારવાની આ પ્રણાલી ચાલુ રહી; અને યુરોપ જઇ આવેલા સજ્જનો પોતે પશ્ચિમનો પ્રવાસ કરી આવ્યા છે એ બધાને જણાવવા આતુર હતા—જો કે સ્ટીમરોના ખલાસીઓ અને ખારવાઓ પણ એ પ્રવાસ વારવાર કરે છે. કદાચ આનું એક કારણ આર્થિક લાભ પણ હોય. ગઇ સદીમા જેટલી મુંબઇ યુનિવર્સિટિના બી. એ. કે એલ. એમ. એંડ. એસની કિંમત અંકાતી એટલી આ સદીના પ્હેલા સેકામા કેમ્બ્રિજના બી. એ. કે લંડનના બી. એસ. સી. ની અકાતી. એમ. ડી. ડાકટરોની માગ સારી હતી અને બેરિસ્ટરો થોડા હોઇ કમાઇ શકતા. પરતુ આપણા યુવકોને એક કૂટેવ એ હોય છે કે જે માર્ગે ધનપ્રાપ્તિ બીજાઓએ કરી હોય એ જ માર્ગ પોતે પણ લે છે અને એમ ભીડ કરી ધધાની કમાણી ઓછી કરી નાખે છે. આથી પરદેશી ડિગ્રીઓવાળા ડાકટરો, વકીલો અને પ્રોફેસરો હવે પ્હેલાં જેટલા પ્રમાણમા દૃષ્ટિયે નથી ચ્હડતા. હવે તો કોઇ કહે કે “હું ઇગ્લડ ગયો’તો ત્યારે” તો સાંભળનારા માત્ર તિરસ્કારની નજર એના પર નાખે અથવા એની દરકાર પણ કરે નહિં; એટલું જ નહિં પરતુ કોઇકવાર તો સાભળનારામાંથી જ પેલાના ઇગ્લડના અનુભવ ખોટા ઠરાવી શકે એવો બીજો ઇંગ્લંડ જઈ આવેલો નિકળે. કારણકે હવે તો ધનવાનો અને વકીલો હવા ફેર અને આરામ વાસ્તે વેકેશનમા સિમલા, દાર્જિલિંગ, મહાબળેશ્વર આદિ સ્થળોએ જવાને બદલે યુરોપ જ જાય છે. આ ઉપરાન્ત યુરોપના બે પ્રવાસોના ગાળાની વચ્ચે જ પોતાના રાજ્યની સફર કરવાનો રિવાજ રાજા મહારાજાઓએ પાડી દીધો છે અને એમનું ચાલે તો લંડન કે પેરિસના એક પરામા જ પોતાનું આખું રાજ્ય ઘસડી જાય.

આ સતત પ્રવાસનો હેતુ અલબત્ત હવાફેરનો છે. કારણ કે દુર્ભાગ્યે રાજાઓને અને મ્હોટા માણસોને એવાં જ દરદો થાય છે કે જે યુરોપ વારંવાર ગયા વગર સુધરે નહિ અને ગયા છતા પણ સુધરે નહિં. જો કે આથી યુરોપ મ્હોટી હૉસ્પિતાલ કે સેનિટેરિયમ કે હવાફેરનું સ્થળ છે એમ ધારવાનું નથી. વળી શેર બજારના ઘણા વેપારીઓ પણ ખોટ ભૂલી જવા કે તેજી–મંદીની બૂમોના ઘોંઘાટથી ત્રાસ પામીને યુરોપ જાય છે.

આ પરદેશગમનના ઘણા લાભ છે એ નિઃસંશય છે. એથી દૃષ્ટિ બહુ વિશાળ થાય છે તેમ જ જ્ઞાન ઘણું વધે છે એમ પરદેશ જઈ આવેલાઓ જ કહે છે એટલે એ આપણે સ્વીકાર્યા વગર છૂટકો નથી. તેઓ પાછા આવે છે ત્યારે ચસ્માં પ્હેરતા હોય તો ચસ્માં મ્હોટી કદનાં થઈ જાય છે, સામાન વધે છે અને પ્હેરવેશની વસ્તુઓમાં વધારો થાય છે એની તો કોઇથી ના પડાય એમ નથી. બાકી દૃષ્ટિ વિશાલ થાય છે એ તો 'ગાઇડ—બૂક'ના લેખકો, સ્ટીમશિપ અને રેલ્વે કંપનીની જાહેર ખબરો અને હોટેલોના માલિકોના કહેવા પરથી પણ જણાય છે. એમ પણ કહેવાય છે કે યુરોપના પ્રવાસ વગર લૉર્ડ સિંહ એક પ્રાન્તના ગવર્નર ન થાત, દિલ્હી બિસ્કિટનું કારખાનું ન ખુલત, દુલિપસિંહ ક્રીકેટર તરીકે પ્રખ્યાત ન થાત, રવીન્દ્રનાથને 'નોબેલ પ્રાઇઝ' ન મળત અને જગદીશચન્દ્રની શોધ કોઇ શોધી શકત નહિં. આ ઉપરાન્ત હેટ અને ટાઈ, કૉસ્મેટીક અને ચીરૂટ, હેર ઑઇલ અને દારૂ એ સર્વની આટલી ખપત થાત નહિં અને આન્તર–રાષ્ટ્રીય વ્યાપારમાં હિન્દનું સ્થાન ગૌણ રહેત. પ્રગતિ વાસ્તે જ્ઞાન આવશ્યક છે અને જ્ઞાન વાસ્તે પ્રવાસ અગત્યનો છે. પ્રવાસ વગર આપણા દેશમાં વિદ્વાન

ડાક્ટરો ન હોત અને ડાક્ટરો વગર કેવા કેવા ભયંકર અને ઉચ્ચાર ન થઇ શકે એવા રોગોથી આપણે પીડાઇએ છિયે એ આપણે કેમ જાણી શકત ? આપણા દરદોના ખરાં નામ પણ જાણ્યા વગર આપણે કદાચ મરી જાત. પ્રવાસ વગર બેરિસ્ટરો ન હોત તો કેટલાં માતપિતા વિનાના બાળકો અને કેટલી વિધવાઓ અનાથ થઈ પડત અને એમને માટેનાં "વીલ" કોણ ઘડત અને ઉકેલત ? આ ઉપરાન્ત આપણા રાજકીય પક્ષોના નેતાઓ કોણ થાત અને એક જ રીતિ માટે ભિન્ન ભિન્ન નામો કોણ યોજત ? પ્રવાસ કર્યા વગર રાજા મહારાજાઓ દેશમાં જ રહેતા હોત તો મુમતાઝ જેવા બીજા કેટલા કિસ્સા બનત ? પ્રવાસના લાભ વિવિધ અને અસાધારણ છે.

આ સત્યનો હું અસ્વીકાર કરતો નથી. પરતુ પ્રવાસમાં એક ખામી એ છે કે પરદેશમા છિયે એ લાગણી પરદેશમાં થોડો સમય રહ્યા પછી ટકતી નથી અને એ દેશમાંથી પણ પરદેશ જવાની ઇચ્છા થાય છે. પરદેશગમન બહુધા આલ્હ'દજનક હોય છે તે એની નવીનતાને જ લીધે. નવીનતાને આપણે થોડા દિવસ સ્વર્ગ લેખીએ છિયે, દેશમા રહેલા આપણે વિશે વિચાર કરી માન અને ઇર્ષ્યાથી બળી જતા હશે એ કલ્પનાથી ખુશ થઇએ છિયે. પણ નવીનતા લાબો સમય ટકતી નથીઃ એ પણ જૂની થઇ જાય છે. એટલે પરદેશગમનમા સતત અસ્થિરતા આવી જાય છે. આને લીધે—કે ગમે તે કારણસર—કેટલીકવાર યુરોપ અમેરિકાના પ્રવાસથી અમુક પ્રકારની અસર આપણા દેશના માણસોના મગજપર થાય છે જેને લગભગ દરદ ગણી શકાય.

આ દરદોનાં થોડાક ઉદાહરણો અહિં આપુ છું.

## આકાશનાં પુષ્પો

### ૧

**ધનમુદ્રા સંચય જ્વર** અથવા તો જલ્દીથી વધારે પૈસા કમાવવાની તીવ્ર ઇચ્છા. પશ્ચિમના નગરોનો ભપકો અને જિંદગીની મોજશોખ જોઈ એકદમ ધનવાન થઇ જવાની ઇચ્છા પરદેશ જઈ આવેલાઓને થાય છે.

આ દરદનું મૂળ "સાહેબ" થવાની આકાંક્ષા નામના જંતુમાથી ઉદ્‌ભવે છે. આનાં ચિહ્નો તો સુવિદિત છે. પરદેશ જઇ આવેલાનું જ્ઞાન જેટલા પ્રમાણમાં નથી વધતું એટલી એમની જરૂરિયાતો વધે છે. તેઓ યુરોપિયન પોષાક ધારણ કરે છે અને એંગ્લો-ઇંડિયનોની રીતભાતો—ખાસ કરીને નોકર સાથેના વર્તનમાં—ગ્રહણ કરવા મથે છે. આ સર્વ વાસ્તે ધન આવશ્યક છે અને ધનવાન થવાની ઇચ્છા તીવ્ર થાય છે. આથી તેઓ સતત્ પોતાની અવસ્થાથી અસંતુષ્ટ હોય છે અને વધારે પગારની નોકરી કે નફાવાળા વેપારની શોધ કર્યા કરે છે. પોતાની યોગ્યતા પ્રમાણે પોતાની કદર નથી થતી એવી એમની માન્યતા હોવાથી તેઓ સરકારની, ધનવાનોની અને પોતાના સમાન હરિફોની વિરુદ્ધ હોય છે જ્યારે પોતાથી પૈસાની સ્થિતિમાં ઉતરતા હોય અથવા ગરીબ હોય એમને માટે તો તિરસ્કારની જ લાગણી ધરાવે છે. જે પ્રોફેસર હોય એ સરકારી નોકરી શોધે છે: સરકારી નોકર હોય એ ધંધો કરવા ઇચ્છા રાખે છે; ધંધો કરતો હોય એ સરકારી નોકરીની ખોળમાં રહે છે. રહેણી કરણીમાં, વિચાર વર્તનમાં તેઓ યુરોપની સંસ્કૃતિના કટ્ટા વિરોધી હોય એમ વાતો કરે છે. અભિપ્રાય અને વર્તન વચ્ચે કંઇ પણ સામ્ય હોવાની જરૂર તેઓ જોતા નથી અને સ્વાર્થ તથા લાભને ખાતર ફાવે ત્યારે

ફાવે તે દલીલ કરી શકે છે. એમના મતની અનિશ્ચિતતા પણ એથી જ હોય છે કારણ કે એમની સૃષ્ટિમાં "હું પદ" શિવાય બીજું કંઇ નિશ્ચિત હોતું નથી. આ વ્યાધિથી પીડાતા એક ગ્રહસ્થનું દષ્ટાન્તઃ

ધોળકાના મિ. નિપુણચન્દ્ર બાર–એટ–લૉ 'બ્લ્યૂસર્જ'ના સૂટમાં સજ્જ થયેલા મ્હોમાં પાઇપ અને પાસેની ટીપાઇ પર વ્હીસ્કીનો એક 'પેગ' મૂકીને બેઠા છે. "યુરોપની સંસ્કૃતિનો પ્રલયકાળ હવે પાસે આવી પ્હોંચ્યો છે," એમણે મ્હને કહ્યું. આ સાથે જ પાઇપમાથી એક ઘનઘોર ધૂમાડો એમણે કહાડયો. "યુરોપ જડવાદથી પૂર્ણ છે. By the way," એમણે કહ્યું "બોમ્બે ડાયિંગના શેરના ભાવ શા છે?" મ્હેં કહ્યું મ્હને ખબર નથી. તેઓ કહેઃ "કંઈ નહિં! મ્હારો એક client શેર દલાલ છે એને પૂછી લઈશ. હા! પણ સાચું કહું તો હિન્દુસ્થાન માટે ગાધીનો માર્ગ જ સાચો સારો, સ્હેલો અને સીધો છે. બૉ...ય", એમણે બૂમ પાડી. "થોડો વધારે વ્હીસ્કી લાવ! આ સરકારને ઉથલાવી પાડયા શિવાય કંઈ વળવાનું નથી. સાચે' હું ત્હમને કંહેતા ભૂલી ગયો. અહમદનગરના public prosecutor તરીકે મ્હે અરજી કરી છે એ મ્હેં ત્હમને કહ્યું કે? હમણા તદ્દન ખાનગી રાખજો. હં! પણ હું શું કહેતો હતો? કે સરકારને ઉથલાવી પાડવા માટે અહિંસાત્મક અસહકાર જેવો ઉત્તમ માર્ગ બીજો કયો છે?"

એટલામા વ્હીસ્કી લઇ આવતા એમના 'બૉય' થી ઉતાવળથી દોડવામા એક ટીપાઇ ઉથલી પડી અને એની ઉપરનું કાચનું 'વાઝ' પડીને ચૂરેચૂરા થઈ ગયું. "Damned

idiot! Bloody scoundrel! You nigger—you dirty native!" આમ કહીને એમણે બૉયને એક તમાચો લગાવી દીધો.

મ્હેં કહ્યું, "આવો ક્રોધ તો ઠીક નહિં. અને વળી મનુષ્ય પર પ્રહાર કરવો—" ત્યાં તો તેઓ ચ્હીડાઇ ગયા. "બસ! આવા પ્રકારના ખોટા soft sentimentalismને લીધે જ ત્હમે દેશ ખોયો છે! ડિસિપ્લિન નથી એટલે જ અંગ્રેજો ત્હમારી પર રાજ્ય કરે છે ને! આપણી સંસ્કૃતિમાં શું બળ્યું છે! ગમે તેવી આપણે બડાશ મારીએ પણ તેઓ જગત પર રાજ્ય કરે છે અને આપણે હાથ ઘસતા આધ્યાત્મિક ઉચ્ચ-તાની વાતો કર્યા કરીએ છિયે! આપણે ત્યાં બુદ્ધિની પણ ક્યાં કંઇ કદર કે કિંમત છે? મ્હારો જ દાખલો લ્યોને! ત્રણ વર્ષથી પ્રેક્ટિસ કરૂં છું પણ બે જ કેસ મળ્યા છે. ખરૂં કહું તો શારીરિક બળ વગર અને શસ્ત્ર વગર કંઈ વળવાનું નથી. જુવોને ડાયર જેવો એક માણસ દેશમાંથી ચાલ્યો જાય અને કોઇ કંઈ કરે નહિં—"

મ્હેં કહ્યું "ત્હમારે જ આરમ્ભ કરવો' તોને!"

ઊંડો નિશ્વાસ નાંખીને એમણે કહ્યું, "હૂં એકલો શું કરી શકું! બધા એકત્ર થઇને કંઇ કરે નહિં ત્યાં સુધી કંઇ વળે નહિં—અને ત્યાં સુધી કામ કેવી રીતે થાય? યુરોપના લોકો આપણા કરતાં organisation માં બહુ ચ્હડતા! ભાઇ, ઐક્ય વગર કંઇ મળે નહિં. એ તો અંગ્રેજો રહેવાના અને ત્હમારી પર રાજ્ય કરવાના. ગાંધી ભલે અહિંસાની બૂમો પાડયા કરે."

આપણી સંસ્કૃતિ ખરાબ છે કે પશ્ચિમની સંસ્કૃતિ, અહિંસા

ઇષ્ટ છે કે અનિષ્ટ એ વિશેની આ મહાપુરુષની ઉક્તિઓ એ મ્હને ઘણો ગૂંચવ્યો. પરંતુ નોકરની ભૂલ થાય ત્યારે એને તમાચો મારવાથી સ્વરાજ્ય મળશે એટલું જ્ઞાન તો મ્હેં પ્રાપ્ત કર્યું જ.

૨

**અન્ન પીડોદ્‌ગાર** અથવા યુરોપના ખોરાક વિશે વાત કરવાનો રોગ. આ રોગની હકિકત નીચેના ઉદાહરણ પરથી તરત સમઝાશે.

યુરોપની મુસાફરી કરી આવેલા મ્હારા એક મિત્રને પ્હેલી તકે મ્હેં યુરોપની સસ્કૃતિ વિશે પ્રશ્ન કર્યો. મ્હેં પૂછ્યું: "થોડાં વર્ષો પ્હેલાં અસહકારને લીધે યુરોપમા હિન્દ વાસ્તે જે સન્માન હતુ એ હવે ઓછું થઇ ગયુ છે એમ મ્હે સાભળ્યું છે. ત્યાનાં સમર્થ વિચારકોને પણ પૂર્વની ભાવનાઓ પ્રતિ એક પ્રકારનો માનસિક પ્રત્યાઘાત થયો છે એમ—"

મ્હને અટકાવીને તેઓ કહે: "એ છેક ખોટું નથી. વેજિટેરિયન રેસ્ટોરામાં પણ સારો ભાત મળવો મુશ્કેલ છે અને એ લોકો જેને curry કહે છે એમાં સૂકાં મરચાંનો ભૂકો વગર વિચાર્યે એ લોકો ઠાલવી દે છે. પરતુ આથી curry રસદાર નહિં પણ માત્ર તીખી જ લાગે છે. એમની એવી માન્યતા છે કે પૂર્વના લોકોને આવું જ ભાવે ! કેવું અગાધ અજ્ઞાન !"

મ્હેં કહ્યું. "ઇંગ્લંડમા કદાચ આ હિન્દ વિરુદ્ધનો પ્રત્યાઘાત સૌથી પ્રબળ—"

એ કહે: "ઇંગ્લંડમા બાફેલા બટાટા અને કોબીચ ખાઇને કંટાળી જવાય છે. એમને પકાવતા આવડતુ જ નથી. તેઓ

ફળ પણ ટીનના ડબ્બાના જ ખાય છે. એમના menu cards પણ ફ્રેન્ચમાં જ લખેલાં હોય છે."

મ્હેં કહ્યું: "પેરિસ બહુ રમણીય શહેર છે એમ—"

એ કહે: "એ ખરી વાત છે! પેરિસનાં રેસ્ટોરાં અને open cafe ની શી વાત કરવી? એ લોકો બધું માખણ-માંજ રાંધે છે. એટલે એવું મીઠું લાગે છે. ફ્રાન્સ જેવા મટર તો મ્હેં હિન્દુસ્થાનમાં પણ—"

અધિરાઇથી મ્હેં કહ્યું: "ત્હમે જર્મનિ અને ઇટેલી પણ જઇ આવ્યા છો. મ્હારે જાણવું છે કે જર્મનિની Youth Movement નો ત્હમે કંઇ અભ્યાસ કર્યો? ફાસ્કીઝમ વિશે ત્હમે શો અભિપ્રાય બાંધ્યો?"

એમણે ઉત્તર આપ્યો. "જર્મનિમાં તો હું લગભગ ભૂખ્યો જ રહ્યો. રાહીન નદીના પ્રદેશમાં મકાઈ બહુ સારા મળે છે એમ મ્હને કેટલાક હિન્દી ભાઇઓએ કહેલું પણ મ્હને તો પત્તો જ મળ્યો નહિં. કેટલાક જૂવાનોને વેટરો તરીકે હોટેલોમાં કામ કરતાં અને રેસ્ટોરોમાં ખાતાં તેમ જ ટેકરીઓ પર ઉઘાડે માથે ફરતાં જોયા હતા. આવા લોકોને Youth Movement કહે છે એમ હું ધારૂં છું. ઇટલીની સંસ્કૃતિ તો મેકેરોની પર રચાયેલી છે એમ મ્હને લાગે છે. મેકેરોની શેવ જેવી એક સ્વાદિષ્ટ વાની છે. માત્ર લાંબી અને કુંડાળાવાળી હોવાથી છરી કાંટાથી ખાતા આપણા જેવાને મુસ્કેલી પડે છે. મ્યુસોલિનિ મેકેરોની ખાય છે કે નહિં એ મ્હને ખબર નથી."

૩

**નષ્ટ વાઙ્મય** અથવા છ મહિના યુરોપ જઇ આવ્યાથી સ્વભાષાની વિસ્મૃતિ.

દૃષ્ટાન્ત પ્હેલુ: મ્હારા એક ગુજરાતી મિત્ર–પ્રોફેસર તૂરિયાંદે–વિલાયતથી તરતના જ પાછા આવ્યા હતા. મ્હારે ત્યા ટેબલ પર એક ગુજરાતી માસિક જોઇને ખુશી થયા અને જ્યારે મ્હેં કહ્યું કે હું પણ કોઇક કોઇકવાર ગુજરાતી માસિ-કોમાં લેખ લખવાની ધૃષ્ટતા કરૂ છું ત્યારે ઘણા આનન્દ પામ્યા.

"I am very glad!" એમણે કહ્યું. "માતૃભાષામાં આપણા ideas—અને આપણા emotions પણ—આપણે જેટલા naturally express કરી શકીએ એટલું foreign tongue મા તો ન જ થાય છે! વળી masses ના education અને uplift માટે પણ હવે તો vernacular journalism જ જરૂરતું છે. હું તો મ્હારા બધા friends ને એ જ advice આપું છુ."

મ્હે ઉત્તર દીધો: "આ વિશે મ્હને પ્હેલાં સંશય રહેતો હતો પરંતુ ત્હમારા આ કહેવાથી મ્હને માતૃભાષાના મહત્ત્વની સંપૂર્ણ ખાત્રી થઇ છે."

દૃષ્ટાન્ત બીજું: કેટલાક લોકો પોતાના વચનોને જોસદાર કરવા ગુજરાતી વાક્યો બોલીને એનુ તરત જ અગ્રેજીમા ભાષાન્તર કરીને ભાર મૂકે છે. આ પ્રમાણે મ્હારા એક ઓળખીતા ગ્રહસ્થ કલાકો સુધી વાતો કરી શકે છે:

"બ્રાઇટન સુન્દર સ્થળ છે. Brighton is a beautiful place. ત્યાંનો દરિયા કીનારો રમણીય છે. The beach there is simply lovely. ઉન્હાળામા સરસ હવા ફેરનું સ્થળ છે–અને પાછું લંડનથી કેટલું પાસે! It is a delightful summer resort–and so near London too!"

મ્હેં નમ્રતા પૂર્વક કહ્યું : "આપ ખેવડી મ્હેતન નકામી કરો છો. ગુજરાતી બોલીને પછી એનું અંગ્રેજી શા સારૂ કરો છો ? એકલું ગુજરાતીમાં જ બોલોને ! હું ગુજરાતી સમઝું છું."

એ કહે : "ત્હમે સમઝ્યા નહિં. You don't understand—"

હું ત્યાથી ઉઠીને ચાલ્યો ગયો.

એક પ્રશ્ન મ્હને મુંઝવે છે કે આમ જ્યારે ચાર કે છ મહિના પણ યુરોપ જનાર પોતાની ભાષા ભૂલી જાય છે ત્યારે વર્ષો સુધી મહારાષ્ટ્ર, બંગાળ, પંજાબ અને બર્મામાં રહેતો બૃહદ્ ગુજરાતી શા માટે સ્વભાષા ન ભૂલી જાય ? પરદેશ-ગમનનો સ્વાભાવિક અને જન્મસિદ્ધ હક્ક એને નહિં ? છતાં બંગાળમા લાંબો વખત રહેલો ગુજરાતી દેશમાં આવે છે ત્યારે ભૂલમાં બંગાળી શબ્દો પોતાના બોલવામાં ઘૂસાડી નથી દેતો.

પરંતુ ઇંગ્લંડ તો દૂર છે ને ! અને રાજકર્તાનો દેશ છે.

૪

**ઋતુ દુઃખ વિલાપ** અથવા હિન્દુસ્થાનનો તાપ સહન કરવાની અશક્તિ. કાલિદાસના "ઋતુ સંહાર" અને "અજ વિલાપ"નું આ વ્યાધિમાં મિશ્રણ થયેલું છે. આખી જિંદગી હિન્દુસ્થાનમાં ગાળેલી હોય એવા લોકો થોડાક મહિના કે એકાદ–બે વર્ષ યુરોપ જઇ આવે છે ત્યારે પાછા આવતાં "લાલ સમુદ્ર" ( Red Sea ) નો તાપ સહન કર્યા છતાં મુંબઈ ઉતરતાંને વાર હિન્દની ગરમીથી બેશુદ્ધ થઇ જવાની તૈયારીમાં હોય છે. આ રોગનું ઉદાહરણ:

જેકોબાબાદના ( ઉન્હાળાનો તાપ ૧૧૫° ) મિ. મુખત્યારાણી એપ્રિલમાં વિલાયત જઈ નવેમ્બરમા પાછા ફરે છે. ત્યારે મુબઇ બેલાર્ડ પિયર ઉતરીને સગાં તથા મિત્રોને મળે છે એટલે હારતોરાથી ઢકાઈ જાય છે. પરતુ ઉતરતાંને વાર જ રેશમી રૂમાલથી મ્હો વારંવાર ઘસીને પરસેવો લૂંછતા નવો પરસેવો ઉત્પન્ન કરે છે. " Damnably hot ! આ દેશમાં તો અસહ્ય તાપ પડે છે ! " તેઓ ફફડી ઉઠે છે. " શી રીતે ત્હમે લોકો આ તાપ સહન કરતા હશો એ સમઝી શકાતું નથી ! એથી જ આપણે નિરુદ્યમી અને આળસુ પ્રજા છિયે. યુરોપના લોકો કેવા ખંતીલા અને ઉદ્યમી છે ! "

પોતાના દેશની ઋતુ વાસ્તે શરમથી નીચું જોઇને અને વિલાયતથી પાછા આવેલા મહાપુરુષ તરફ માનની દૃષ્ટિથી ઊંચું જોઇને સંબન્ધીઓ ઉભા રહે છે.

ઘેર જઇને નોકર ન્હાવાનું પાણી મૂકીને પૂછે છેઃ "સાહેબ, ઠંડું પાણી મૂકુ ? "

સાહેબ ઉત્તર આપે છે. " અરે ?! ઠંડું શું—અંદર બરફ નાંખ ! "

આમ ઋતુ વિશે વિલાપ કરીને એનો સંહાર કરવા મથે છે.

૫

**શાહી વ્યય** અથવા યુરોપ-અમેરિકાથી માસિકો માટે પત્રો લખવાનો વ્યાધિ. મૂળ શકુન્તલાએ પત્રાલેખન કરેલું. જેનું ચિત્ર રાજા રવિવર્માએ દોરેલું—શકુન્તલાને જોયા વગરઃ જેમ કવિ ન્હાનાલાલે 'તાજમહેલ' જોયા વગર " તાજ મહેલ " વિશે કાવ્ય લખ્યું છે એમ. ગુજરાતી સાહિત્યમાં પત્રો વિવિધ પ્રકારના હોય છે. પત્ર રૂપે નવલિકાઓ અને

નિબંધો લખાય છે. ચેસ્ટરફીલ્ડે પોતાના પુત્રને ગુજરાતીમાં પણ પત્રો લખ્યા છે. વિખ્યાત લેખકોના સ્વર્ગવાસ પછી એમના પત્રો પણ લખાય છે અને પ્રગટ થાય છે. દાખલા તરીકે "કલાપીના પત્રો–લેખક શ્રી. દેવચંદ દયાળજી" એવાં છએક ભિન્ન ભિન્ન લેખકોનાં પુસ્તકો પ્રગટ થયાં છે. પરંતુ જ્યારથી સાક્ષરોએ (એટલે અક્ષરનું સારું જ્ઞાન ધરાવનારાઓએ) અને લેખકોએ (એટલે લેખ લખનારાઓએ) યુરોપ–અમેરિકાપર હલ્લો કર્યો છે ત્યારથી પ્રવાસના પત્રો ચાલુ થઈ ચૂક્યા છે. આમાના કેટલાક પત્રો તદ્દન ખાનગી હોઇ પ્રગટ કરવા માટે નથી હોતા. છતાં એ પત્ર લખનારના સંબન્ધીઓ કે મિત્રો માસિક–ત્રિમાસિકના તંત્રીઓ હોવાથી આ પત્રો પ્રગટ કરી દે છે. આમ માત્ર કુટુમ્બ અને મિત્ર-મંડળ માટે સંઘરી અને સાચવી રાખેલું સત્ય જગતને સહસા અને અકસ્માત જ પ્રાપ્ત થાય છે. આ માસિક–ત્રિમાસિકની નકલ પરદેશ માટે જૂદું અને વધારે લવાજમ હોવાં છતાં વિલાયત જતી ન હોવાથી પત્રોના લેખકને ખબર જ પડતી નથી કે પત્ર–લેખનદ્વારા પોતે માસિક–લેખક પણ બની ગયા છે. આથી જ આવા પત્રો નીચે ઘણીવાર નોધ આવે છે કે આ પત્રો ખાનગી છે અને પ્રગટ કરવા માટે નથી.

આ પત્રો વિવિધ પ્રકારના હોય છે. કેટલાકમાં ઉપયોગી અને નવી માહિતી હોય છે. ઉદાહરણ તરીકે પત્રોમાંથી નીચેના ઉતારા લ્યો:

(૧) "અહિં જમવા વખતે છેલ્લા course. પછી એક કાચના bowl (વાટકા)માં પાણી ભરીને આપે છે. એ પીવા માટે નહિં પણ હાથ મ્હોં સાફ કરવા માટે

હોય છે. અહિં ટેબલ પર કોગળા નથી થઈ શકતા પણ પોતાના ઓરડામા જઇને કરવામાં વાંધો નથી લેવામાં આવતો ”

(૨) “ બૂટ સાફ કરવાની અહિં બહુ સરસ વ્યવસ્થા હોય છે. ઘાટી કે રામાને હોંકારા પાડીને બોલાવવાનો જ નહિં. રાતે સૂતી વખતે ઓરડાની બ્હાર બારણા પાસે બૂટ મૂકી દેવા. સ્હવારના પ્હોરમાં ઉઠો ત્યારે જોડા સાફ પોલીશ થઈને ચળકતા પડયાં જ હોય. કોઇને કંઇ કહેવાનું નહિં કે તકલીફ પણ નહિં. થોડા વર્ષો પર-લ્હડાઈ પછી તરત જ બહુ ગરીબાઇ હતી ત્યારે— જર્મનિમા આ પ્રમાણે રાતે બૂટ બ્હાર મૂકવામા આવતાં તો કોઈકવાર સ્હવારે બૂટ જ અદૃશ્ય થઇ જતાં ! આવી સ્થિતિ થાય ત્યારે હોટેલના મેનેજરને ખબર આપવી પડે છે. અને બૂટનો પત્તો ન જ મળે તો નવી જોડ ખરીદ કરવાનો અહિં રિવાજ છે.”

(૩) “ અહિં કૉલેજોમા freedom વધારે છે છતા discipline ઓછો નથી ( કે ઓછી નથી ? સાક્ષર શ્રી નરસિંહરાવભાઈને પૂછી જો જો ને ! ) કલાસમાં પ્રોફેસર ગાઉન પ્હેરીને આવે છે પણ એનામા જરાયે conceit તો શું પણ પોતાની importanee ની sense કે consciousness પણ નથી હોતી. અહિં lectureમાં વિદ્યાર્થીઓ ગરબડ કરે તો એમને બેંચ ઉપર ઉભા નથી રાખતા અને પ્રોફેસરની jokes ઉપર હસવાનું compulsory નથી.”

આવા પત્રોને કોઇકવાર રમુજો વડે રસિક બનાવાય છેઃ—

(૩) "ખાણાને અન્તે જે ફ્રૂટ (ફળ.), બદામ, ચૉકલેટ, પિપરમિંટ ઇત્યાદિ હોય છે તેને menuની શાસ્ત્રિક (technical) ભાષામાં 'ડેઝર્ટ' (Desert) કહે છે. એટલે Desert-રણ એમ સમજતા! નહીં તો કદાચ એમ જ જાણશો કે અમારા મિત્રને બિચારાને રોજ ખાણામાં મળવાનું રણ—એટલે કે રણની રેતી જ્યો!—ખાવી પડતી હશે! આ રમુજ મેં હાલ ઉ૦—ને કહી. એમને તો એટલું હસવું આવ્યું કે બે દિવસ સુધી પેટમાં દુઃખાવો રહ્યો અને સ્ટીમરના ડાક્ટરની દવા લેવી પડી."

(૪) "ખાણા પર અમે બધા ગુજરાતીઓ બેઠા હતા ત્યારે—ભાઈએ કહ્યું 'આજે આ sweet સારી છે. જરા try કરો.'

મેં કહ્યું 'એ કંઇ ગોપાળદાસ બરફીવાળાની મીઠાઈ થાય!'

બધાં ખૂબ હસી પડ્યાં. કેટલાકનો તો હસવાથી શ્વાસ પણ રૂંધાઇ ગયો અને કેટલાકને તો અન્તરાસ ગઇ."

આવા પત્રોમાં સ્થળોનાં વર્ણન પણ સરસ હોય છે જેમકેઃ

(૫) "પેરિસમાં સાઇન (જેનો ઉચ્ચાર ફ્રેંચ લોકો સીન કરે છે એ) નદી આગળનું સન્ધ્યા સમયનું દૃશ્ય એટલું અદ્‌ભુત છે કે એ અસાધારણ જ કહેવાય. ફ્લૉરેન્સ (જેને ઇટેલ્યન લોકો ફીરાંઝ કહે છે એ) અથવા વિયેના (જેને ઑસ્ટ્રીયન લોકો વીન કહે છે એ) પણ આટલું અપ્રતિમ નથી એટલે કે આટલું સરસ નથી."

(૬) "સ્કૉચ સરોવર ખરેખર સુન્દર છે. એ જેટલાં રમણીય છે એટલાં જ મનોહર છે."

આવા વર્ણનમાં કેટલાક લેખકોને અત્યુક્તિનો બહુ

શોખ હોય છે. આ પ્રકારના વાક્યો સામાન્ય છે. કાઉંસમાંનો કુતર્કો મ્હારા છે.

" બર્મિંગહામની High Street જગતનો શ્રેષ્ઠ સરિયામ રસ્તો ગણાય છે; (કોણ ગણે છે એ ખબર નથી.) નેશનલ ગેલેરીનાં પગથિયાં પર ઉભા રહી ટ્રાફાલગર સ્કવેરના દશ્ય જેવું જગતમાં બીજું એકકે દશ્ય નથી એમ કહેવાય છે; (અંગ્રેજી ગાઇડ–બૂકોના લેખકો શિવાય બીજા કોણ એ કહે છે ?) એડિનબરો જગતમા સૌથી સુન્દર શહેર તરીકે પ્રખ્યાત છે; (જો કે આ પત્ર વાચ્યા પ્હેલા કોઈને આ વાતની ખબર નથી હોતી.) બર્લિનનાં મકાનો જેવાં ભવ્ય મકાનો દૂનિયાભરના કોઈ શહેરમા નથી." (જગત અને બ્રહ્માંડ કરતા કોઇ ઉતરતું ક્ષેત્ર આવા વર્ણનમા હોતું નથી.)

પરતુ કેટલાંક વર્ણનો કુતૂહલ ઉપજાવીને વાચકને અસંતુષ્ઠ બનાવી દે છેઃ "ડેવનશાયરમા આવેલા ટોર્કીથી (Toruqay) આ પત્ર લખુ છું. ટોર્કી સમુદ્ર કીનારે ચેનલ પર—ઇંગ્લીશ ચેનલને અહિ લોકો ચેનલ જ કહે છે, જેવી રીતે બંગાળના અખાતને આપણે અખાત જ, ગણદેવીને દેવી જ અને બોરી-બંદરને બંદર જ કહીએ છિયેને એમ–આ સુન્દર હવાફેરનું સ્થળ છે. પરંતુ એને શું વિશેપણ આપું તો એના સૌન્દર્યનો ખ્યાલ ત્હમને આવે એ હું સમઝી શકતો નથી. એકવાર અહિં આવીને ત્હમે જુવો તો જ ત્હમને ખરો અને પૂરેપૂરો ખ્યાલ આવે અને મ્હારા વર્ણનનો–જે હું કરી શકતો નથી–સાચો અર્થ ત્હમે ગ્રહણ કરી શકો."

પણ આમા મુશ્કેલી એ હોય છે કે આવો ખ્યાલ મેળવવાના આ અસ્ફૂટ નિમંત્રણ સાથે સ્ટીમરના 'પેસેજ'ના

પૈસા મોકલવામા નથી આવતા; નહિં તો પત્ર વાંચનારના સમ્બન્ધીઓ જ શું પણ માસિકના બધા વાચકોને એ સૌન્દર્યનો બરાબર ખ્યાલ મેળવવા માટે ટોર્ચી લઇ જવા હું માથે લઉં છું.

અન્તે આ વ્યાધિના ચિહ્નનું એક જ દૃષ્ટાન્ત. કેટલાક પત્રોમાં સ્થળોની નામાવલી ચકિત કરી નાંખે છેઃ

" કાલ અમે હાઇડિલબર્ગ જઇશું. ત્યાંથી ત્રણેક દિવસ પછી વ્લાડી વાસ્ટોક થઇને નીજની-નવ-ગરોડને રસ્તે ઑસ્ટ્રીયન આલ્પ્સમાં દાખલ થઇશું. તે છેક જીનિવાની પેલી બાજુ ઇટેલ્યન સરહદના સરોવરમા નિકળીશું. "

આવા સ્થળોની પરંપરાથી ભૂગોળ ભૂલી ગયેલો ક્ષુબ્ધ વાચક આશ્ચર્યથી ચકિત થાય છે અને સન્માનથી એનું હૃદય ભરાઈ જાય છે.

૬

**આત્મ પ્રતિબિમ્બ નિક્ષેપ** અથવા પોતાના અભિપ્રાયના સમર્થન પૂરતું જ નિરીક્ષણ કરવાની વૃત્તિ.

કેટલાક લોકો પરદેશ જાય છે ત્યાં સર્વ સ્થળે પોતાના વિચારોની છાયા જ જુવે છે. પોતાને જેમાં રસ હોય એ જ અસ્તિત્વ ભોગવે છે એમ એમને લાગે છે અને પોતાના અભિપ્રાયનું સમર્થન જ બધી પ્રવૃત્તિઓમાં અને સંસ્થાઓમાં જુવે છે. આવા લોકો પરદેશ નાહક જાય છે. ઘેર જ રહીને દૂનિયાનો નકશો જોઇને અને પોતાનું મ્હોં દર્પણમાં જોઇને જ્ઞાન અને આનન્દ મેળવતા હોય તો શું ખોટું ?

(૧) મિ. ભારતભૂષણ ભચેચાનો અભિપ્રાય.

" ઇંગ્લંડના લોકોને હવે હિન્દ વિશે માહિતી મેળવવાની

બહૂ જ આતુરતા હોય છે. તેઓનું કુતૂહલ સમાતુ નથી. મ્હારી landlady હિન્દુસ્થાન વિશે જાણવા બહૂ જ આતુર હતી. મ્હને કહે, "મિ. લચેચા, મુબઇ હિન્દના દક્ષિણ કીનારે આવ્યું કે ઉત્તર?" એનો એક ભાઈ વિક્ટૉર્યાના સ્ટેશન પર પૉર્ટર હતો. એ પણ ઘણો cultured માણસ. મ્હને કહે "ત્હમારે હિન્દુસ્થાનમાં પર્વતો અને નદીઓ ખરી કે?" ઇંગ્લંડમા હવે ઘણા લોકો જાણે છે કે દિલ્હી હિન્દુસ્થાનની રાજધાનિ છે અને હિન્દુસ્થાનના રાજાઓ કિંમતી ઘરેણાં પ્હેરે છે એ વાત પણ ત્યાની સ્ત્રીઓને ખબર છે. ટૂંકમાં હિન્દ વિશે જ્ઞાન પ્રાપ્ત કરવા તેઓ તત્પર છે પણ એમને યોગ્ય સાધનો નથી. મ્હે પોતે લગભગ બાવનેક માણસોનું અજ્ઞાન તોડયુ હશે!"

(૨) રા. વિપુલપ્રસાદ વૈતાલીનો મત.

"ઇંગ્લંડમાં આપણી વિરુદ્ધ—વર્ણભેદને અગે—ઘણો જ prejudice છે. ટ્રેનમાં એક અગ્રેજે જાણી જોઇને મ્હારા પગ ઉપર પોતાનું બૂટ મૂકયુ. જાણે કે એના દેશે આપણા દેશને દાબી દીધો છે એમ એ મ્હારો પગ દાબી દેતો હોય! અલબત્ત એણે sorry વગેરે કહ્યું. પણ એ તો કેવળ શિષ્ટાચાર. Thank you, sorry, please વગેરે શબ્દોનો ઇગ્લંડમા કંઈ અર્થ જ નથી. સ્હવારથી સાંઝ સુધી ત્રીસવાર સાભળો અને પચ્ચીસવાર કહેવા પડે. બાકી પેલા માણસનો આશય હું પરતંત્ર પ્રજાનો હોઈ મ્હારૂ અપમાન કરવાનો જ હતો એ ચોક્કસ. એડિનબરો ગયો તો કોઈ હોટલમાં મ્હને રાખે નહિં અને કહે કે રૂમ ખાલી નથી. રસ્તામા પણ બધા મ્હારી સ્હામું શંકાની નજરે જુવે એક હોટેલના કલાર્કે

પણ કોઈવાર [illegible] જ [illegible] સવાલો. એક [illegible] પૂછવા લાગ્યા [illegible] પૂછ્યું: 'તમે શા માટે છો? [illegible] કે નહિ? આત્મ-નિરીક્ષણનો અધિકાર [illegible] એવો છે કે નહિ? તમે કોઈ સારી [illegible] વાત કરો છો.—"

મેં કહ્યું " શા માટે નહિ, સાહેબ?" (આ [illegible] હતો.) "પણ, સાહેબ, તમે લોકો [illegible] નહિ [illegible], વળી તથા આપને મારવા નથી એટલે અહિંસા ન હોય તો આવાં હિંસક પ્રાણીઓ તમને મારી ન નાખે અને ખાઈ ન જાય?" અંગ્રેજ પ્રજા રોગી છે એમ ખાતરી થઈ.

(૩) શ્રીયુત પ્રફુલ્લકુમાર પરોણાને. સન.

"આજકાલ લગભગ આખું યુરોપ વનસ્પતિ આહારનું શોખીન થઈ ગયું છે. લંડનમાં જ છ એક વેજિટેરિયન રેસ્ટોરાં છે. આમાંના કેટલાકમાં માંસાદિ ખોરાક મળે છે પણ ઘણા ખરા અંગ્રેજો ત્યાં શાકભાજી જ ખાય છે. ઘણા અંગ્રેજોએ મને કહ્યું છે: 'આહા! તમે માત્ર શાકભાજી, પાઉં-રોટી ખાઈને જ રહો છો' કેવું સારું! અમને તમારી ઈર્ષ્યા થાય છે. અમે પણ એમ રહી શકતા હોઈએ તો કેવું સરસ! પણ તમે જાણો છો ને? બાળકપણથી પડેલા સંસ્કાર શી રીતે જાય? છતાં કેથલિક સંપ્રદાય પાળતા અમારા લોકો પણ અઠવાડિયામાં એકવાર માંસનો ત્યાગ કરે છે.'

"કેટલેક સ્થળે તો માંસના ત્યાગ વિશે મ્હને ભાષણ આપવાનું કહેવામાં આવ્યું હતું. મ્હેં કહ્યું: 'તૂરિયાં તમે જોયાં છે? કતાર ગામની ત્રણ લીલવાની પાપડી ખાધી છે? કેરીનો સ્વાદ તમે કદી ચાખ્યો છે? નહિ તો તમારું જીવન

નિષ્ફળ ગયું છે. હિન્દુસ્થાનમાં ત્હમને પુનર્જન્મ મળે એવી પ્રાર્થના કરો।'

"શ્રોતૃવર્ગમાંથી કેટલાક તરત જ ઘૂંટણીએ પડ્યા. કેટલાકની આંખમાં આંસુ આવી ગયાં, કોઇક તો શાક અને કેરીનાં પાર્સલો ત્વરાથી મગાવી આપવાની મ્હને વિનંતી કરવા લાગ્યા. કોઇકે મ્હને તે માટે પૈસા પણ આપી દીધા. એ પૈસા હજી પણ મ્હારી પાસે છે.

"ઇંગ્લંડના અમીર ઉમરાવ, રોમનો પોપ, જર્મનિનો પ્રેસિડંટ, પેરિસની શ્રેષ્ઠ નાટ્યશાળાનો માલિક, ઇંગ્લંડનો શ્રેષ્ઠ લેખક બર્નાર્ડ શૉ તથા સૌથી સારા રેસ્ટારાંનો માલિક યુસ્ટેસ માઇલ્સ એ સર્વ વનસ્પતિનો જ આહાર કરે છે એમ સાંભળ્યું છે ફળ મૂળાદિનો—જેને એ લોકો ભાંડારકરની "માર્ગોપદેશિકા" પરથી fruits, roots and other things કહે છે—તથા વનસ્પતિનો આહાર કરવાની પ્રથા પુષ્કળ વધતી જાય છે, અને હજારેક વર્ષમાં યુરોપમાં માંસાહારનો ત્યાગ થશે એવી મ્હારી ખાત્રી છે."

(૪) શ્રીમાન્ ભસ્મીભૂત અભ્યંકરનો મત.

"યુરોપમાં હવે આધ્યાત્મવાદનો પ્રચાર ખૂબ થઈ ગયો છે. મતલબ મૃત્યુ પછી મનુષ્યો જીવે છે—એટલે કે જીવો જીવે છે—એમ ઘણા ખરા વિચારકો અને સામાન્ય લોકો માને છે. ઇંગ્લંડમાં અત્યારે સૌથી વિદ્વાન વૈજ્ઞાનિક અને ફિલસુફ સર ઑલિવર લૉજ અને સૌથી હોશિયાર અને કુશળ લેખક સર આર્થર કૉનન—ડૉઇલ છે તે પણ એમજ કહે છે. લોકો જેમ હાલ ઘેર ઘેર વાયર્લેસ દ્વારા સંગીત અને ભાષણો સાંભળે છે એમ પોતાના મૃત સમ્બન્ધીઓ સાથે, સદ્‌ગત લૉર્ડ નૉર્થક્લીફ

જેવા મહાપુરુષો સાથે તથા એલન ટેરી જેવી પરલોક થયેલી પ્રખ્યાત સ્ત્રીઓ સાથે વાતો કરે છે. થોડાં વર્ષોમાં પશ્ચિમમાં મૃત્યુનું મહત્ત્વ ઘટી જશે અને મૃત્યુ માટે ક્રાંતિ કે એવો કોઇ નવો જ શબ્દ યોજાશે !"

૭

**ગુપ્ત ઇર્ષ્યા પ્રકાશ** અથવા પરદેશ જઈ આવેલા બીજા લોકોની ભૂલ કહાડવાની વૃત્તિ.

આ વ્યાધિનો ખ્યાલ નીચેના પ્રસંગ પરથી બરાબર આવી શકશે.

યુરોપથી હું પાછો આવ્યો ત્યારે પાંચ સાત વાર યુરોપ જઇ આવેલા એક મિત્રને મળવા ગયો. સામાન્ય શિષ્ટાચાર પછી મ્હને કહે: "ઇટેલી નહિં ગયા હો !"

મ્હેં ઉત્તર દીધો: "ગયો' તો !"

એ: ફ્લૉરેન્સ નહિં ગયા હો !

હું: હા !

એ: યુફીઝી ને પીટીની ગેલેરી જોવા નહિં જઇ શક્યા હો !

હું: ગયો' તો ને !

એ: ક્યારે ગયા હતા ?

હું: સ્હવારે.

એ: એજ ભૂલ. ભલા માણુસ ! ત્હમને કોઇએ કહ્યું નહિં કે ત્યાં તો ચિત્રોની ખૂબી બપોરે જ દેખાય છે ? કઈ ગાઇડ બૂક ત્હમે લીધી હતી ?

હું: બેડેકરની. સાક્ષરો એમાંથી જ પ્રવાસના વિદ્વત્તાપૂર્ણ લેખો ઉપજાવી કહાડે છે.

એ: હવે બેડેકર તો બહુ પુરાણો થઇ ગયો. ફ્લૉરેન્સની તો એક જૂદી જ ગાઇડ-બૂક આવે છે. ત્યાંની ટોમસ-કૂકની ઑફિસમાંથી મળે છે.

મ્હારૂં મ્હોં પડી ગયેલું જોઇને એ કહે . "કંઇ નહિં ! કંઇ નહિં ! પ્હેલી વાર હું ગયેલો ત્યારે મ્હેં પણ એવી જ ભૂલો કરેલી. એ તો એમ જ શીખાય. લંડનની ટેટ ગેલેરી જોઇ ?"

પ્રથમની મ્હારી ભૂલ સુધારવા મ્હેં પ્હેલેથી જ કહ્યુઃ "હાસ્તો ! ત્યા તો હું બપોરે જ ગયેલો." એમણે માથું હલાવી ના પાડી. "લંડનની ગેલેરીઓમાં સૂર્યનો પ્રકાશ ફ્લૉરેન્સ કરતાં જૂદી રીતે આવે છે. ત્યાં તો સ્હવારે જવું જોઇયે તો જ એની અપૂર્વ કલાના ઘૂંટડા પીવાય."

નિરાશાનો એક ઘૂંટડો હું ગળી ગયો. એમણે પ્રશ્ન ચાલુ રાખ્યા. "બર્લિનમા કઈ હોટેલમાં રહેલા ?"

હું : બ્રિસ્ટલ. અન્ટર ડિન લિન્ડનના પાછલા રસ્તા પર છે.

એ : અરે ! મ્હારા સાહેબ ! બર્લિનમા આપણને સૌથી અનુકૂળ આવે એવી હોટેલ તો ગ્રાબર્ડિશ ફ્રૅાટિશ રિશ આમ ઝૂ-પ્રાણીઓના સંગ્રહસ્થાન સ્હામેની એક હોટેલ છે. ત્યાં દર બુધવારે બર્માના ચોખા અને મંગળવારે મકઈ આપે છે. વારૂ, પેરિસમા આઇફ્લ ટાવર ઉપર ગયેલા ?

મ્હેં કહ્યું : હા ! પણ મોડું બહુ થઈ ગયેલું હોવાથી છેક ઉપર ન્હોતો જઇ શક્યો

એ બોલ્યા : ત્યારે ત્હમારો પેરિસનો ફેરો તદ્દન નિષ્ફળ ગયો.

મ્હેં કરગરીને કહ્યુ : એક માળ જ રહી ગયો હતો—

એ કહે ; અરે ! એક શું, અર્ધો પણ રહી ગયો હોય

તો પણ બધી મઝા મારી જાય છે. ઠેઠ ઉપરથી આખું પેરિસ ન જોવાય તો પેરિસ જવાનું જ વ્યર્થ છે. વળી ઠેઠ ઉપર રેસ્ટોરાંમાં કૉફી પણ સારી મળે છે.

મ્હારા શોકનો પાર રહ્યો નહિ. મ્હારૂં પરદેશ જવાનું તદ્દન નિરર્થક ગયું હતું એમ મ્હને લાગ્યું. મ્હેં જોવા લાયક સ્થળો જોયાં ન્હોતાં, જોયાં હતાં તો અસમયે જોયાં હતાં, સારી હોટેલોમાં રહ્યો ન્હોતો, ખોટી ગાઈડ-બુક્સ ખરીદી હતી. ટૂંકમાં મ્હને પ્રવાસ કરતાં આવડ્યું ન્હોતું એમ મ્હારા મિત્રે મ્હને ભાન કરાવ્યું.

એવો કોણ માણસ જન્મ્યો છે જે અમુક સ્થળ પોતે જોઈ આવ્યો હોય અને પછી ત્હમે તે સ્થળ એટલા જઈને જુવો અથવા તો એની સાથે પણ જઈને જુવો ત્યારે ત્હમને ન કહે કે "આના કરતાં આગળ હું આવ્યો હતો ( કે ગયો હતો ) ત્યારે એ વધારે સારૂં હતું." મનુષ્ય સ્વભાવનું આ એક અદ્‌ભુત લક્ષણ છે.

મ્હારી આંખમાંથી ચોધાર આંસુ વરસતાં હતાં. ગદ્‌ગદ કંઠે મ્હેં કહ્યું "મ્હને ક્ષમા કરો ! મ્હેં યુરોપમાં કંઈ જોયું નથી !"

એમણે મ્હને નિષ્ઠુર દયાથી આશ્વાસન આપ્યું. પરંતુ એમની આંખોના પલકારા ઉપરથી મ્હને સ્પષ્ટ જણાતું હતું કે અન્તરમાંથી તેઓ મ્હારી ભૂલોને લીધે ખુશી થતા હતા અને પોતાના ઉચ્ચતર અનુભવથી મલકાતા હતા.

આને લીધે જ મ્હારા એક મિત્ર જે યુરોપમાં મ્હારી સાથે કેટલેક સ્થળે ફરતા હતા તે બધા લોકો જે વિશે વાતો કરતા હોય એ સર્વ જોવા તત્પર રહેતા; જો કે એમાં કુતૂહલના સંતોષ શિવાય બીજું કંઈ જ ન્હોતું. પાછા ફરીએ ત્યારે

કોઈ પૂછે કે "ત્હમે આ જોયું' તું ? ત્યા ગયા હતા ? પેલા અદ્દભુત સ્થળમાં ફર્યા હતા ?" અને એની ના પાડવી પડે તો આપણને કેટલી શરમ લાગે ! આનો તેમને હમેંશ ભય રહેતો. પરંતુ આ ક્રમથી તેઓ છેલ્લે થાકી ગયા. એડિન-બરોમા મ્હેં એમને કહ્યુ, "જૉન નૉકસનું ઘર જોવા આજે સાંઝે જઇશું ?"

એ કહે, "જૉન નૉકસ કોણ છે કે કોણ હતો ?"

મ્હેં કહ્યું, "એ તો મ્હને યે ખબર નથી. પરતુ મ્હે જોયું છે કે એડિનબરો જઇ આવેલાને લંડનના લોકો આ પ્રશ્ન પૂછે છે એટલે ત્હમારા સિદ્ધાન્ત પ્રમાણે—"

એ કહે, "મ્હારા સિદ્ધાન્તથી હું કંટાળી ગયો છુ. હવે તો જે કંઈ સ્થળ વિશે પૂછે એને માટે હા જ પાડવી એવો મ્હેં નિશ્ચય કર્યો છે. કોઇ પૂછે કે 'વર્ડ્ઝવર્થ જે ટેકરી પર બેસીને કાવ્યો લખતો હતો તે ત્હમે જોઇને ?' તો હું હા જ પાડું. નહિં તો નાહક અજ્ઞાન પ્રદર્શિત કરવું પડે અને શરમ લાગે. વળી સ્હામાને વિજયની લાગણી દેખાડવાની તક મળે. એ ટેકરી બીજી અસંખ્ય ટેકરીઓ જેવી જ હશે ને ! ત્યાં કંઈ કાવ્યોના છોડ તો નહિ જ ઉગ્યા હોય ને !"

મ્હેં પૂછ્યું, "અને ધારો કે એના વર્ણનમાં ત્હમારી ભૂલ પડે તો ?"

એ કહે, "પડે જ શા માટે ! પ્હેલાં તો ત્હમે પરીક્ષક નથી એમ કહીને જ પતાવું. નહિં તો પછી ગોળ ગોળ વર્ણન કરૂં જેમા કંઇ ખરૂં કે ખોટું હોય જ નહિં. અને છેલ્લે વિસ્મૃતિનું બ્હાનું તો છે જ !"

ઉપરના દરદ માટે આ કંઈ ખોટો ઉપચાર નથી એમ હવે મ્હને લાગે છે.

તો પણ બધી મઝા મારી જાય છે. છેક ઉપલે માળેથી પેરિસ ન જોવાય તો પેરિસ જવાનું જ વ્યર્થ છે. વળી છેક ઉપર રેસ્ટોરાંમાં કાફી પણ સારી મળે છે.

મ્હારા શોકનો પાર રહ્યો નહિં. મ્હારૂં પરદેશ જવાનું તદ્દન નિરર્થક ગયું હતું એમ મ્હને લાગ્યું. મ્હેં જોવા લાયક સ્થળો જોયાં ન્હોતાં, જોયાં હતાં તો અસમયે જોયાં હતાં, સારી હોટેલોમાં રહ્યો ન્હોતો, ખોટી ગાઈડ–બૂકો ખરીદી હતી. ટૂંકમાં મ્હને પ્રવાસ કરતાં આવડ્યું ન્હોતું એમ મ્હારા મિત્રે મ્હને ભાન કરાવ્યું.

એવો કોણ માણસ જન્મ્યો છે જે અમુક સ્થળ પોતે જોઈ આવ્યો હોય અને પછી ત્હમે તે સ્થળ એકલા જઇને જુવો અથવા તો એની સાથે પણ જઇને જુવો ત્યારે ત્હમને ન કહે કે "આના કરતાં આગળ હું આવ્યો હતો (કે ગયો હતો) ત્યારે એ વધારે સારૂં હતું." મનુષ્ય સ્વભાવનું આ એક અદ્દભુત લક્ષણ છે.

મ્હારી આંખમાંથી ચોધાર આંસુ વરસતા હતા. ગદ્દગદ્દ કંઠે મ્હેં કહ્યું "મ્હને ક્ષમા કરો ! મ્હેં યુરોપમા કંઈ જોયું નથી !"

એમણે મ્હને નિષ્ઠુર દયાથી આશ્વાસન આપ્યું. પરંતુ એમની આંખોના પલકારા ઉપરથી મ્હને સ્પષ્ટ જણાતું હતું કે અન્તરમાંથી તેઓ મ્હારી ભૂલોને લીધે ખુશી થતા હતા અને પોતાના ઉચ્ચતર અનુભવથી મલકાતા હતા.

આને લીધે જ મ્હારા એક મિત્ર જે યુરોપમાં મ્હારી સાથે કેટલેક સ્થળે ફરતા હતા તે બધા લોકો જે વિશે વાતો કરતા હોય એ સર્વ જોવા તત્પર રહેતા; જો કે એમાં કુતૂહલના સંતોષ શિવાય બીજું કંઈ જ ન્હોતું. પાછા ફરીએ ત્યારે

કોઈ પૂછે કે "ત્હમે આ જોયું' તું ? ત્યાં ગયા હતા ? પેલા અદ્દ્ભુત સ્થળમાં ફર્યા હતા ?" અને એની ના પાડવી પડે તો આપણને કેટલી શરમ લાગે ! આનો તેમને હમેંશ ભય રહેતો. પરંતુ આ ક્રમથી તેઓ છેલ્લે થાકી ગયા. એડિનબરોમા મ્હેં એમને કહ્યુ, "જૉન નૉક્સનું ઘર જોવા આજે સાંઝે જઇશું ?"

એ કહે, "જૉન નૉક્સ કોણ છે કે કોણ હતો ?"

મ્હેં કહ્યું, "એ તો મ્હને યે ખબર નથી. પરંતુ મ્હે જોયુ છે કે એડિનબરો જઇ આવેલાને લંડનના લોકો આ પ્રશ્ન પૂછે છે એટલે ત્હમારા સિદ્ધાન્ત પ્રમાણે—"

એ કહે, "મ્હારા સિદ્ધાન્તથી હું કંટાળી ગયો છું. હવે તો જે કંઈ સ્થળ વિશે પૂછે એને માટે હા જ પાડવી એવો મ્હેં નિશ્ચય કર્યો છે. કોઇ પૂછે કે 'વર્ડ્ઝવર્થ જે ટેકરી પર બેસીને કાવ્યો લખતો હતો તે ત્હમે જોઇને ?' તો હું હા જ પાડું. નહિં તો નાહક અજ્ઞાન પ્રદર્શિત કરવું પડે અને શરમ લાગે. વળી સ્હામાને વિજયની લાગણી દેખાડવાની તક મળે. એ ટેકરી બીજી અસંખ્ય ટેકરીઓ જેવી જ હશે ને ! ત્યાં કંઈ કાવ્યોના છોડ તો નહિ જ ઉગ્યા હોય ને !"

મ્હેં પૂછ્યુ, "અને ધારો કે એના વર્ણનમાં ત્હમારી ભૂલ પડે તો ?"

એ કહે, "પડે જ શા માટે ! પ્હેલાં તો ત્હમે પરીક્ષક નથી એમ કહીને જ પતાવું. નહિં તો પછી ગોળ ગોળ વર્ણન કરૂં જેમા કંઇ ખરૂં કે ખોટું હોય જ નહિં. અને છેલ્લે વિસ્મૃતિનું બ્હાનું તો છે જ !"

ઉપરના દરદ માટે આ કંઈ ખોટો ઉપચાર નથી એમ હવે મ્હને લાગે છે.

# રંગુનનાં વાહનો

રંગુનનાં વાહનો જેમ વિવિધ પ્રકારનાં છે એમ ત્યાંનું પ્રત્યેક વાહન અપૂર્વ જાતનું છે. હિન્દથી તરતનો આવેલ મનુષ્ય રંગુનના વાહન-સંકરથી મૂંઝાઈ જાય તો આશ્ચર્ય નહિ; કારણ કે એ તો બળદનાં ગાડાં, ઘોડાગાડી કે મોટરકારથી જ પરિચિત હોય છે.

રંગુનની ઘોડાગાડી જેને "ટિકા-ગાડી" કહે છે એની આકૃતિ દિવાસળીના બાક્સ જેવી હોય છે. એની અંદર બેસનાર ઉતારૂ ચારે દિશાએથી અને ઉપર નીચેથી એમાં પૂરાઈ જાય છે. આ ગાડીઓના બારણાં લાંબા અનુભવ વગર અને અસાધારણ કુશલતા વગર બંધ થઇ શકતાં નથી; અને થાય છે તો ભીમ (દ્રૌપદીના ત્રીજા સમકાલિક પતિ તથા હિડમ્બાના એકાકી પતિ)ના જેટલા બળ શિવાય અથવા ગાડીવાળાની કળની સહાય વગર એ ઉઘડી શકતાં નથી.

આવી ગાડીઓનાં પૈડા ઉપર જે 'ટાયર' હોય છે એને લીધે (અથવા તો નથી હોતાં એને લીધે) ગાડીમા એટલો ખડખડાટ થાય છે કે અદર બેસનારા વચ્ચે વાત થઈ શકતી નથી—એટલે કે સંભળાતી નથી—અને ગાડીવાળાને ગાડી ઉભી રાખવાનું કે વળવાનું કહેવું હોય તો ગાડી તૂટી જાય એટલા જોરથી હાથ પગ પછાડયા વગર ગાડીવાળાનું ધ્યાન ખેંચી શકાતું નથી. જેમ થિયેટરમા બીડી પીવાની મનાઈ હોય છે એમ અહિની ગાડીઓમા વાતોનો નિષેધ કરવાનો હેતુ એ બનાવનારનો હશે એમ જણાય છે. ત્રણથી વધારે ઉતારૂઓ ન બેસે એવો નિયમ આ ગાડી માટે કરવાની જરૂર નથી હોતી. કારણ કે બેઠકની જ ગોઠવણ એવી હોય છે કે એક બીજાના માથા પર બેસે તે શિવાય ત્રણથી વધારે મનુષ્યો એમાં સમાઇ શકે જ નહિ. આ ગાડીઓમા આકર્ષક વસ્તુ હોય તો એ માત્ર દર્પણ જ. લાબી ચોરસ આરસીનો લાભ ગાડીમાં બેસનારને મળે છે. અને પૃથ્વી સરજાઈ ત્યારથી એવો કયો મનુષ્ય જન્મ્યો છે જે દર્પણ સ્હામુ હોય ત્યારે દર્પણમાં પોતાનું મુખ જોયા વગર રહી શકે? આ "સૃજન જૂનું" પ્રલોભન છે.

બીજું વાહન છે ટ્રામ. ચોમાસું પૂરુ થયા પછી તરત જ રંગુનની ટ્રામની શોભા અદ્ભુત છે. એની અંદરના દીવા લાલ કાગળથી વીટાળેલા હોય છે. નવો આવનાર તો કોઈ જાણે કે આ રંગબેરગી શોભા દીપોત્સવીના શણગાર માટે હશે. પરંતુ આવો ભ્રમ અસત્ય છે. ચોમાસું પૂરું થાય ત્યારે રંગુનમા જન્તુઓ અને જીવડાઓ એટલાં ચોકબંધ આવે છે કે એ ઉપદ્રવથી રક્ષણ કરવા આવા રંગીત કાગળો દીવાને વીટાળવામા

આવે છે. છતાંયે છીવડાં ભેનરાનાં નથી. આ ટ્રામોમાં ટીકીટ કલેક્ટરો કરતાં ઇન્સ્પેક્ટરો વધારે હોય છે.

આ ઉપરથી એક વાતનું સ્મરણ થાય છે. ગુજરાતના એક ગામની શેરીમાં ગંદકી બહુ હતી. એના કારણની તપાસ કરતા જણાયું કે એ ગામમાં ઢેડાઓ હતા એના કરતાં ઇન્સ્પેક્ટરો વધારે સંખ્યામાં હતાઃ એટલે કામ કરનારા કરતાં કામની દેખરેખ રાખનાર વધી પડવાથી કામ થતું ન્હોતું પણ માત્ર દેખરેખ જ રહેતી હતી.

એજ પ્રમાણે રંગુનની ટ્રામમાં તમે બેસો તો ટીકીટ વેચનાર ત્હમારી આગળ આવે એ પ્હેલાં બધા ઉતારૂઓએ ટીકીટ લીધી છે કે નહિં એની તપાસ કરવા ઇન્સ્પેક્ટર ત્હમારી પાસે આવે. પરંતુ દૂરથી તમે ત્હમારી ટીકીટ ચીરીને દેખાડો—પછી ભલેને એ બે મહિના જૂની હોય તો પણ—એ સંતોષ પામીને ચાલ્યો જાય! ટ્રામમાં બે અસ્પર્શ્ય વર્ગો હોય છેઃ એક છેડે સ્ત્રીઓ માટે ખાસ વર્ગ અને બીજે છેડે પૈસાદારો માટે ખાસ વર્ગ. રંગુનના રસ્તાઓ સમાન્તર હોવાથી ટ્રામો પણ સમાન્તર માર્ગે ચાલે છે અને જૂદા જૂદા રસ્તાપરની ટ્રામો "સીધી સીધી અને લાંબી લાંબી" ચાલી જાય છે. સુલે પેગોડા નામનો એક રસ્તો છે ત્યાં આગળ ટ્રામ વાંકી વળે છે તે શિવાય ટ્રામને વાંકા વળવાની કૂટેવ નથી. ડાહ્યા વિદ્યાર્થીની પેઠે સીધી અને પાધરી જ જાય-આવે છે.

પરંતુ હવે હવે શહેરની દક્ષિણથી ઉત્તર જતી મોટર-બસો ટ્રામ સાથે હરિફાઇ કરે છે. નગરની પૂર્વથી પશ્ચિમ જતી 'બસ' તો વધારે ખાનદાન કુટુમ્બની લાગે છે અને પાટા ઉપર ચાલતી ટ્રામોની સંબન્ધી જણાય છે. પરંતુ ટ્રામની વિરોધી જે 'બસ' છે એ કેવી તીક્ષ્ણ હરિફાઇ કરે છે! ટ્રામ આવવાની હોય ત્હેની પ્હેલાં કે ચાલે તે પછી તરત જ એ

ટ્રામની દિશામાંથી દોડતી આવે છે. એના બારણા પાસેના પાટિયા ઉપર–ફૂટ બૉર્ડ ઉપર—એનો માણસ બૂમો પાડીને ટ્રામની વાટ જોઇ ઉભેલા રસ્તાપરના અનિશ્ચિત મનના પુરુષોને કંઈ કંઇ લાલચો દેખાડીને લોભાવે છે. કેટલાક સ્થિર મન રાખી ટ્રામ પ્રત્યે વફાદાર રહે છે; ચાલતા જવાનો નિશ્ચય કરીને નિકળેલા કોઈક ગ્રહસ્થો ઉતારૂઓ બની જાય છે; સંદેહથી વ્યાકૂલ થયેલા "દ્વિધાજડિત" પગલા ભરતા કેટલાક સજ્જનોને અનેક આજીજી વડે જાળમા સપડાવાય છે. કેટલાયે વિચિત્ર રગોની અને આકારની 'બસો' હોય છે! લંડન કે કલકત્તાની 'બસ' પેઠે અહિંની 'બસ'ને પણ માળ થશે? આ સર્વ 'બસ' એક જ પ્રકારની અને રગની થઈ જશે કે એની વિભિન્નતાદ્વારા નગરને પચરંગી અને સુરમ્ય બનાવશે? આ પ્રશ્નો રંગુનના નાગરિક અને કલામય જીવન માટે મહત્ત્વના છે.

આ ઉપરાન્ત અલબત્ત 'ટેક્સી'નું વાહન તો છે જ. દહાડીવાળા શીખો અથવા લુંગી–પ્હેરેલા બર્મનો એ હાકે છે અને એનું ભાડું નોધવાનો સચો (meter) ડીટેક્ટીવ નવલકથાના ભેદ કરતા પણ વધુ ગૂઢ હોય છે. વળી છે "મોટર–ખટારાઓ" (Trollies) જે જેમ મ્હોટા હોય છે એમ વધારે ઝડપથી ચાલે છે અને જેના ખડખડાટથી નગરનો આનન્દ વધે છે. આ શિવાય મજુરો ખેચે છે એ "થેલા—ગાડી": ઑફ્સિમાં જવાની "બ્રૂમ" ગાડી (Office–brougham): ખાનગી મોટરો અને રાવ બહાદુર રાજા રેડિયારની "લૅંડો" જે ધાર્મિક સરઘસ કે લગ્નના વરઘોડામાં વપરાય છે. આવા વિવિધ પ્રકારના વાહનો રંગુનમાં છે. રંગુનના વૈવિધ્યને સંપૂર્ણ અને ચિત્રમય બનાવવા માત્ર

હાથી અને ઊંટની જ ખોટ છે. ગધેડાં તો પ્રાણી અને મનુષ્ય બંને રૂપે છે.

પરંતુ આ ખોટ પૂરી પાડે છે તે રંગુનનું અપૂર્વ વાહન રિક્શા જેને અહિં "લંચો" કહે છે. સિમલા કે માથેરાન જેવી–પારસી ભાષામાં કહીએ તો–"શીતળ ટેકડી" અથવા કલકત્તા કે મદ્રાસ જેવા પૂર્વના કિનારાપરનાં નગરો શિવાય "લંચો" હિન્દુસ્થાનમાં સામાન્ય વાહન નથી. ચ્હાની પેઠે એ ચિનથી આયાત કરેલી વસ્તુ છે. કલિયુગના આરમ્ભથી અથવા તો ખ્રિસ્તી લોકોની માન્યતા પ્રમાણે ઇડન ગાર્ડન (કલકત્તા)માંથી આદમ અને ઇવનું પતન થયું અને મનુષ્યજાતિની ક્રાન્તિ થઈ ત્યારથી મનુષ્ય ભાર વહન કરતો આવ્યો છે. કુટુમ્બનો ભાર અને ગાંસડી કે લાકડાનો ભાર માથા પર લે તો બીજા માનવ બન્ધુઓને ખેંચી જવાનો ભાર લે એમાં શું આશ્ચર્ય ? એક અંગ્રેજ કવિએ કહ્યું છે (અથવા તો લખ્યું છે) કે પ્રકૃતિમાં મનુષ્ય જ એવું પ્રાણી છે જે પોતાની જાતની હિંસા કરે. અને સમાજ શાસ્ત્રીઓ કહે છે કે તે વધ પણ બીજા પ્રાણીની પેઠે ભક્ષ વાસ્તે નથી હોતો ! એવી જ રીતે પોતાની જાતના પ્રાણીનો વાહન તરીકે ઉપયોગ માણસ જ કરતો હશે. પરંતુ રિક્શા વિરુદ્ધની દયાર્દ્ર ભાવની દલીલ કે એના પક્ષની આર્થિક દલીલોમા અહિં ઉતરવા ઇચ્છા નથી. રિક્શા ગરીબ માણસોની રૉલ્સ–રૉય કે ફૉર્ડ હોય અથવા તો રાક્ષસી વાહન હોય પરંતુ રંગુનનું એ એક વિશિષ્ઠ લક્ષણ છે અને રંગુનના જીવનનું એક અપૂર્વ અંગ છે એ તો ચોક્કસ. વર્ષાઋતુમાં વાંસની ગોળ મ્હોટી ટોપી પ્હેરેલા "લંચાવાળા" "લંચા" હાંકતા હોય એવા એ લાક્ષણિક વાહન વગર રંગુન કલ્પી પણ શકાય ? રંગુનની મોગલ–સ્ટ્રીટમાં ચાવળના

દલાલો ન હોય એ કલ્પી શકાય; રંગુનના રસ્તા ઉપર વાઘ, સિંહ અને વરૂ છોડી મૂક્યાં હોય એ પણ કલ્પી શકાય. પરંતુ રિકશા વગરનું રંગુન કલ્પવું કઠણ છે. રિકશા ઔદ્યોગિક ક્રાન્તિની પ્હેલાના દિવસોનું અવશેષરૂપ ચિહ્ન છે, સંચાની આગળના જમાનાનું સ્મરણ હજી સૂધી જીવન્ત રાખે છે અને જે જ્વલન્ત ભૂતકાળમા બસ, ટ્રામ અને ટેક્સી ન્હોતા એની સાથે વર્તમાનને સંયોજે છે કવિના શબ્દોમાં કહીએ તો

એવા એ દિવસો પ્રિયતમ વહી ગયા !

એ દિવસો " વહી " ગયા છે, પ્રિયતમ પણ " વહી " ગયા હશે પરંતુ રિકશા હજી અસ્તિત્વમા છે. રિકશાના નાશ વિશે લલીત છંદમા ( કરણ રાજ રે કાહ તું ગયો—એ રાહમાં ) એક લાગણીભર્યું કાવ્ય લખી શકાય અને એ નાશ પામે તો એને વિશે એક કરુણપ્રશસ્તિ પણ રચી શકાય.

રિકશાના કેવાં વિવિધ અને સુન્દર ચિત્રો ચિતરી શકાય ! હાસ્યરસિક કોઈ અવલોકનકાર એના કેવા હાસ્યજનક ચિત્રો ચિતરી શકે ! જુવો : અહિં " ટિકા–ગાડી " કરતા પણ વધારે ઝડપથી રિકશા ચાલી જાય છે: પણ એ " લંચા "માં કોણ બેઠા છે એ તરફ તો દૃષ્ટિ કરો ! અંદર બેઠેલા બે અંગ્રેજ સોલ્જરોના હાથમાં સોટી છે. એનો ઉપયોગ " લચો " જરા ધીમો પડે કે તરત જ થાય છે જેથી " લંચાવાળા "ના પગ હરણને વેગે જાય છે. પરતુ પેલા સુલે પેગોડાના ઢાળ ઉપર "લચાવાળો" કેવી મંદગતિથી રિકશા ઘસડે છે ! પણ એમા "કોનો વાક ?" કારણ કે અંદર કાપડના ગંજાવર ગાંસડાની પાછળથી ધોબી બીડી પીતો જણાય છે. જાડા " જરબાદીઓ " ( બર્મન અને હિન્દીની વર્ણસંકર પ્રજા ) તથા નાજુક બર્મન સ્ત્રીઓ ( અથવા " સૌરાષ્ટ્ર "ની ભાષામા કહીએ તો રમણીઓ ),

બાળકોનું ટોળું, વેપારની સતત ચિન્તા કરતા ગુજરાતી વેપારીઓ અને પ્રીત કરતાં ઍંગ્લો–ઈંડિયન યુગલો, મિત્રોના યુગ્મો તથા જરૂરી સંદેશો લઇ જતો દરવાન—આ સર્વ ત્વરાથી કે ધીરેથી આ અદ્ભુત વાહનમાં આમ તેમ પસાર થાય છે. કેટલાક લોકો તો સાંઝે ફરવા જવા માટે પણ "લંચા"નો જ ઉપયોગ કરે છે. એક સ્થૂળ શરીરના મુસલમાન વેપારીની વાત કહેવાય છે જે દિવસનું કામ પૂરું કર્યા પછી એક "લંચો" ભાડે કરીને "લંચાવાળા"ને ગમે ત્યાં આથડવાનું કહેતો. અને પોતે એ આરામખુરસી જેવા સુખકર તથા પારણા જેવા ડોલતા વાહનમાં પોઢી જતો. રાત્રિની આ સફળ સફરને અન્તે પોતાના આરામ અને નિદ્રાના બદલામાં "લંચાવાળા"ને રૂ. ૧ (અંકે રૂપિયો એક) આપતો હતો. મુંબઇની વિક્ટોર્યામાં, મદ્રાસના ઝાટકામા કે કલકત્તાની ટેકસીમાં કોઇ આવું સુખ અને આરામ મેળવી શકે ? "લંચા"માં વારંવાર બેસવાથી આપણી માનવ બન્ધુત્વની લાગણી દબાઇ જાય કે મુંઝાઇ જાય છે તો પછી રિક્શામા ફરવું એ જીવનનો એક લ્હાવો છે. એમાં બેસીને ત્હમારી દૃષ્ટિ આકાશ તરફ રાખો કે દૂર-સુદૂરના ક્ષિતિજ પ્રતિ રાખો કે રસ્તા પર ચાલતા માણસો તરફ રાખો અને ત્હમારી સ્હામે ઝડપથી દોડતા મનુષ્યને ભૂલી જાઓ તો રિક્શામાં ભમવું ત્હમને ગમ્યા વગર રહે નહિં.

કારણ કે રિક્શામાં એક મહાન ગુણ છે. બુદ્ધ ભગવાને middle way (મધ્ય પથ)ની ફિલસુફીનું રહસ્ય જગતને જણાવ્યું છે; ઍરિસ્ટૉટલે એના "નીતિશાસ્ત્ર"માં મધ્યસ્થતાનો ગુણ સમઝાવ્યો છે; શ્રી. જીનરાજદાસે લોકોને વચમાં ઉભા રહેવાનો બોધ દીધો છે; રાજકીય ક્ષેત્રમાં મોડરેટ યાને લીબરલપક્ષે મધ્યમ માર્ગ ગ્રહણ કરવાનો પ્રયાસ કરીને પોતે

ડાહ્યો છે એમ નમ્રતાપૂર્વક જાહેર કર્યું છે. આ મધ્યમતાનો મહાન સિદ્ધાન્ત મધ્યમ રીતે રિક્શામાં પ્રદર્શિત થાય છે. રિક્શા એક મધ્યસ્થ વાહન છે અને ચાર પૈડાની ગાડી તથા બે પગના પગે ચાલતા માણુસ વચ્ચે સગતિ સ્થાપે છેઃ એને બે પૈડા અને બે પગ છે. ચાલતા જવા જેટલું સસ્તુ એ વાહન નથી છતાં ઘોડાગાડીમા જવા કરતા સસ્તું છે. વળી ગૂઢ સત્યો જે ઉચ્ચ સત્યો પણ છે એનું જ્ઞાન "લંચાવાળા"ને સ્વાભાવિક રીતે જ હોવાથી એ "લચો" રસ્તાની બરાબર વચ્ચે–મધ્ય માર્ગે, માર્ગની મધ્યમા–ચલાવે છે : આથી જ પાછળ આવતી ટ્રામ હાંકનારને એને ચેતવણી આપવા માટે આખો વખત ટ્રામની ટકોરી વગાડયા જ કરવી પડે છે; છતાં શૂરવીર "લંચાવાળો" મધ્યમતાના ચિન્તનમા એટલો નિમગ્ન હોય છે કે ટ્રામના પાટા પરથી ખસતો નથી.

પ્હેલાં તો ભાડાનો વિચાર કરીએ. રિક્શા ઘોડાગાડી કરતા સસ્તી પડે છે એટલું જ નહિં પણ એના કંઈ ઠરાવેલા દર નથી હોતા તેમ ઓછામા ઓછું મુકરર કરેલું ભાડું (minimum fare) નથી હોતું તેમ વધારેમા વધારે બોજો લઈ જવાનો નિયમ (maximum weight limit) નથી હોતો. અને આ બધું હોય તો પણ આ નિયમોનું પાલન કરવાની કોઇને દરકાર નથી અને એનો અમલ કરાવવાની કોઇને ચિન્તા નથી. રિક્શા સસ્તું વાહન છે એ એના પક્ષની સબળ દલીલ છે. જેઓ રિક્શા વાપરે છે એમની તબિયત એનાથી સુધરી જતી હોય (જો કે એ ખેંચે છે એની પર એથી વિરુદ્ધ જ અસર થાય છે) તો આર્થિક દૃષ્ટિયે "લંચા"માં ફરવું આવશ્યક છે. રોજ એથી બે ચાર આના બચે તો એ લાભથી મહિને રૂપિયા, વર્ષે સો–બસો રૂપિયા અને એક

પેઢીમા હજારો રૂપિયાનો બચાવ થઈ શકે જેના લાભ લાવ "લંચો" વાપરનારના હકદાર વંશજો તથા વારસદારો ભોગવી શકે. દીર્ઘ દૃષ્ટિથી કરેલી કરકસરનું જ આ ફળ ને ? આમ માત્ર "લંચો" વાપરવાથી જ માણસ ધનવાન થઇ શકે. "લંચા" સસ્તા હોય છે તેથી એ વડે ધનની પ્રાપ્તિ પણ થાય છે. માત્ર ચાલવાથી ત્હમે પૈસા ન બચાવી શકો–કારણ કે ખર્ચો જ નહિ–પરંતુ ઘોડાગાડીમાં કે ટેક્સીમાં બેસવાને બદલે "લંચા"માં જાઓ તો ત્હમે બે ચાર આના બચાવી શકો. આ ગૂઢ આર્થિક સત્યનું ભાન મ્હને નીચેની વાત પરથી થયું.

મ્હારા એક મિત્ર રંગુન આવ્યા ત્યારે ભાંડારકરની "મન્દિરાન્ત પ્રવેશિકા" તથા લાકડાવાળાનું "અંકગણિત" હાથમા લઇને ( બંને ચોપડીઓ જૂદા જૂદા હાથમાં લીધેલી ) સોગન્દ ખાધેલા કે "લંચા જેવા સેતાનીયત વાહનમાં હું બેસું તો મ્હને આ બે વિદ્યાના સમ છે !" ( તેઓ સંસ્કૃત અને ગણિતમાં પ્રિવિયસમાં નપાસ થયા હતા. ) ટાગોરના લેખો વાંચ્યાથી તેઓ મનુષ્ય બન્ધુત્વના ઉપાસક હતા અને માર્ટિન્યોનું "નીતિશાસ્ત્ર" વાંચ્યું હોવાથી એમના નૈતિક અભિપ્રાય દૃઢ હતા; પરંતુ એમણે જ્યારે જોયું કે "લંચા"માં જવાથી રોજ થોડાક આનાનો બચાવ છે ત્યારે મેનકાને જોઇને વિશ્વામિત્રની જે સ્થિતિ થઈ હતી તે તેમની થવા લાગી. એમનું મન ચલિત થયું, વૃત્તિ સ્ખલિત થઈ, કંઠ ગલિત થયો. તેઓ લોભાયા. મ્હને કહે, "આપણે મનુષ્ય પાસે રિકશા હંકાવવા કરતાં બીજાં હજારો વધારે ખરાબ અને અધમ કામ કરાવીએ છિયે. આપણા ભારે પેટી પટારા જે ઉંચકતા ઉંચકતા એમની કમર વળી જાય છે અને જે

સ્ટીમરમા આગલે દિવસ મોકલવાનું કંપનીવાળા કહે છે એ શું આપણે નથી ઉચકાવતા ? ૧૬૩ રતલથી તે ૨૩૩ રતલ સુધીના ચાવળના બસ્તા નથી ઉપડાવતા ? અરે ! અંત્યજો આગળ ગામની ગંદકી અને એઠું આપણે નથી ઉપડાવતા ? તો પછી રિકશા વાપરવામા શો વાંધો ?"

મ્હે કહ્યું : "આ બધું ખરાબ છે પણ એથી રિકશા વાપરવાનું સારૂ છે એમ પૂરવાર નથી થતું. વળી માણસ આગળ સામાન ઉચકાવવો એના કરતા આપણા પોતાના શરીરને ખેંચાવવું એ મનુષ્યને એક પ્રકારના પ્રાણીના જેવી અધમ સ્થિતિમાં ઉતારી પાડવા જેવું નથી લાગતું ?"

તેઓ કહે : "બિલ્કૂલ નહિ ! બાળકોને માતા તેડે છે છે તેથી માતા શું પ્રાણી થઇ જાય છે ? અને મનુષ્ય શું આખરે પ્રાણી જ નથી ?"

મ્હેં કહ્યું : "બાળક જેટલા અસહાય આપણે હોઇએ અને માતા જેટલો પ્રેમ 'લંચાવાળા'ને ત્હમારી તરફ હોય–"

એ બોલ્યા : "મરી જઇએ છિયે ત્યારે આપણને કેમ બીજા ઉંચકી જાય છે ?"

મ્હે કહ્યું : "દુર્ભાગ્યે કે સુભાગ્યે એમાં આપણી સંમતિ પૂછાતી નથી ને !"

મ્હારો ઉત્તર સાંભળ્યો ન હોય એમ દેખાડીને તેઓ કહે: "જીવનના આરમ્ભ–કાળમા અને અન્તે તો બીજા મનુષ્ય આગળ જ આપણી જાતને ઉંચકાવવી પડે છે તો પછી જીવન દરમિયાન શા માટે નહિં ? રિક્શાવાળાને આપણા પ્રત્યે નહિં તો પૈસા પ્રત્યે તો પ્રેમ છે ને ! આપણે બાળક પેઠે નહિં તો વાહન પરત્વે તો અસહાય છિયે ને ! અને

આપણે જ્યારે લંચામાં ફરીએ છિયે ત્યારે મરી નથી ગયા હોતા એ તો તર્ક અને નીતિની દૃષ્ટિયે અકસ્માત જ છે!"

ટૂંકમાં હાલ તરત તેઓ લંચો વાપરીને રોજ બેથી ત્રણ આના બચાવે છે. અંગ્રેજીમાં ઉક્તિ છે કે "બચાવેલું ધન કમાયા બરાબર જ છે" તે પ્રમાણે તેઓ આ રીતે બેથી ત્રણ આના રોજ કમાય છે. આમ તેઓ એક વર્ષમાં એટલું કમાયા છે કે રંગુનમાં નોકરી ન મળવા છતાં આ કમાણી ઉપર જ પોતાનો નિર્વાહ કરીને રંગુનમાં જીવનપર્યન્ત રહેવાનો એમણે નિશ્ચય કર્યો છે!

વળી "લંચા" માટે કોઈ મુકરર કરેલો નિશ્ચિત દર નથી હોતો એટલે રકઝક કરવાની અને ભાવતાલ ઠરાવવાની એક સરસ તક લોકોને મળે છે. આપણા લોકો આ બાબતમાં પ્રવીણ હોવાથી આવી તક મળતાં એનો લાભ લેવાનું કદી ચૂકતા નથી. કેટલાક માણસો તો એવા હોય છે કે કોઈ દૂકાનદાર અને ઘરાક વચ્ચે ભાવ માટે પુષ્કળ રકઝક થતી હોય અને એ જોવા એક ટોળું મળ્યું હોય ત્યાં જઇને બધાને ધક્કામુક્કી મારીને છેક અંદર પ્હોંચી જાય છે અને તકરારનું કારણ જાણ્યા વગર ધાંટા પાડીને એમાં ભાગ લેવા મંડી પડે છે. મ્હારા એક ઓળખીતા આવી રકઝકમાં એટલા કુશળ છે કે દૂકાનદાર કોઈ વસ્તુની કિંમત એક રૂપિયો કહે તો પોતે એક પૈસાથી સ્હામું શરૂ કરે: પોતાના લોહીનું પાણી કરે, દૂકાનદારને દુઃખી કરે, લોકોનું એક ટોળું ભેગું કરે અને પછી પંદર આને એ વસ્તુ ખરીદીને વિજયથી છાતી ફુલાવીને ઘેર જાય. કેટલાક મહારથીઓ આવા જ કારણથી ત્રણ આના સસ્તી વસ્તુ મેળવવા આઠથી દસ આના ખરચી ગાડી કે ટેક્સી

ફરીને મુંબઈમા કોટથી ક્રાફર્ડ માર્કેટ જાય છે. આવી રકઝક કરવાની ન મળે એથી જ આપણા કેટલાક ભાઇઓ અંગ્રેજી દૂકાન પસંદ નથી કરતા. પરતુ મ્હારા એક મિત્ર તો એ તક પણ ચૂકેલા નહિં. અમે એકવાર વ્હાઇટવે લેડલૉામાં ગયા. એકાદ એ મોજાની જોડ પસંદ કરીને દૂકાનની એસિસ્ટંટને કહે :

"What price this, miss madam?"

પેલી કહે : "Three eight a pair!"

મ્હારા મિત્ર કહે : Go! Go! Madam! Tell me one story. Tell me last story. I can't pay more than 1/8. Only the other day I got this pair at—"

"You had better go there then"–કહીને પેલી જોડ લઇને ચાલી ગઇ. અંગ્રેજોની અસહિષ્ણુતા, એમની અપમાનકારક વર્તણુક, એમનો અવિનય, રકઝકમાં ઉતરવાની એમની અશક્તિ, એક જ દામના ભાવ હેઠળ ચાલી રહેલ એમની લૂટ ઇત્યાદિ વિવિધ વિષય પર બબડતા, ચ્હીડાતા અને વિવાદ કરતા અમે ઘેર પ્હોચ્યા.

પરતુ આવી રકઝક કરવાની વૃત્તિને "લંચો" પોષણ આપે છે અને "લચાવાળો" એને સતેજ કરે છે. આને લીધે દરેકથી ઝગડો કરવાનો જન્મસિદ્ધ હક (હકો હવે જન્મથી જ સિદ્ધ થાય છે) ભોગવી શકાય છે. પણ આવા ઝગડાનો દોષ "લચાવાળા"ને દેવાય છે અને "લચાવાળા" બહુ તકરારી હોય છે એમ કહેવાય છે. વધારે ભાડા માટે કરગરતા અને ઓછું આપવા માટે વાંધો ઉઠાવતા "લંચા-વાળા"ને અહિંસાત્મક પ્રહાર પણ કોઇવાર સહન કરવા

પડે છે. ઘણા લોકોને એવી તકરારોનો શોખ હોય છે અને રિક્શાને લીધે મનુષ્યની કલહ કરવાની સ્વાભાવિક લાગણીને નિર્ગમનનો માર્ગ મળે' છે. આધુનિક નાગરિક જીવનમાં એટલા કાયદા–કાનુનો અને નિયમો ઘડાઈ ગયા છે કે સામાન્ય માણસોને રકઝક કે તકરાર કે મારામારી કરવાની બહૂ જ ઓછી તક મળે છે. આને લીધે જીવન નીરસ નિષ્ક્રિય અને નિશ્ચેતન થઇ જાય છે. "લંચો" નાગરિક જીવનને સચેતન અને રસિક કરવામાં સહાયભૂત થાય છે એ કંઈ ઓછો લાભ છે ?

વળી "લંચાવાળા"ને પ્રિય મધ્યમ માર્ગનો વિચાર કરો. આ ટેવનું કારણ સમઝાતું નથી પણ આપણા મંદ અને શિથિલ નાગરિક જીવનમાં આથી એક રોમાંચ અનુભવાય છે. આવી એક રિક્શામાં ત્હમે બેઠા હો અને પાછળથી ઝડપથી ટ્રામ ચાલી આવતી હોય ત્યારે ત્હમને ધૈર્યનો, શૌર્યનો અને શાન્તિનો કેવો કેવો અનુપમ બોધ મળે છે! ભવિષ્યમાં સાક્ષાત્ યમ પણ ત્હમારી સ્હામે આવીને ઉભો રહે તો એને માટેની તૈયારી પણ અકસ્માત્ અને સહસા થઈ જાય છે. મ્હારા એક મિત્ર તો રિક્શામા એવી રીતે ફરી આવ્યા પછી મ્હને કહેઃ "મૃત્યુ વખતે યમના દૂત આવે છે એ વાત ખોટી છે."

આશ્ચર્યથી હું સ્તબ્ધ થઈ ગયો. મ્હેં પૂછ્યું, "એ વળી ત્હમને કેમ ખબર પડી ?"

તેઓ કહે, "આજે હું લગભગ પરલોકમાં જઇ આવ્યો છું."

મ્હે કહ્યું. "ખરેખર ! કેવી રીતે ?"

એ કહે, "ચાઇના સ્ટ્રીટમાં રિકશામા જતો હતો અને પાછળથી ટ્રામ આવતી હતી. ટ્રામ હાકનાર આખો વખત ઘંટડી વગાડયા કરતો હતો પણ રિકશાવાળાએ કોણ જાણે આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો હતો કે મ્હારૂં ખૂન કરવાનો પણ પાટા ઉપરથી ખસે જ નહિ. મ્હને ધોળે દિવસે આકાશમા તારા દેખાવવા લાગ્યા. ભૂતકાળના પાપ માટે પશ્ચાત્તાપ થવા માડયો. થોડીવારમા જ હું અનન્તકાળમા વિલુપ્ત થઇ જઇશ અને હું કેટલો સારો હતો એનું ભાન એક બીજા આશ્વાસનરૂપે એક બીજાને કરાવશે એ મ્હને સૂઝ્યુ !"

વળી બે કે ચાર રસ્તાઓ મળતા હોય અને ચારે તરફથી મોટરો કે બસો આવતી હોય પણ "લંચાવાળા" કેવા બ્હાદુર અને નિર્ભય હોય છે! કોઈ બાજુથી બીજું કોઇ વાહન આવે છે કે નહિં એની લેશ માત્ર પરવા કર્યા વગર એ યાહોમ કરીને આગળ ધસે છે જેને અન્તે ફતેહ કે મરણ જ છે.

પરંતુ રિકશાનો પ્રતિબંધ થાય તો રસ્તાના અકસ્માત ઓછા થશે એ આશા વ્યર્થ છે. પેટ્રોલની કિંમત એથી વધશે, ગરીબ માણસોને 'બસ'નો ઉપયોગ કરવો પડશે, "લચા-વાળા"ની જિંદગીમાં વૃદ્ધિ થશે પરંતુ રસ્તા પરનાં જોખમો એથી વધશે, ઘટશે નહિં. આજે રિકશાને લીધે બસ કે ટ્રામમા ભીડ ઓછી થાય છે તે પણ વધશે. વળી રિકશામા બીજી પણ ઘણી સગવડ છે. ઘોડાગાડીમા ત્હમે જતા હો અને ગાડીવાનને કંઇ કહેવું હોય તો મ્હોટી મુશ્કેલી ઉભી થાય છે. કારણ કે ગાડીના ખડખડાટ કરતા વધારે મ્હોટો અવાજ ત્હમે ન કરી શકો ત્યાં સૂધી ગાડીવાળો કંઈ પણ સાભળતો નથી. ત્હમે બૂમ પાડો તો એ સંભળાતી નથી; ત્હમે

બારણાની મ્હારીની મ્હાર ડોકું કહાડવાનું સાહસ કરો તો બારણું બંધ છે કે ઉઘાડું છે એ કળવું એટલું કઠણ છે કે કઇ ક્ષણે એ ઉઘડી જાય અને ત્હમે વગર મ્હેનતે નીચે ઉતરી પડો એ કહેવાય નહિં; બે પગ વડે ગાડીને ચારે બાજુએ લાતો મારવાથી અને બે હાથથી એના છાપરા પર પ્રહાર કરવાથી ગાડીવાળાને કદાચ ખબર પડે એ સંભવિત છે. પરંતુ આ સમયે ગાડીવાળો "લંચાવ્રાળા" સાથે કે "થેલા ગાડી" હાંકતા મજુરો સાથે વાગ્યુદ્ધ કરવામાં પ્રવૃત્ત હોય અથવા બીજા ગાડીવાળા સાથે મીઠાશથી વાત કરવામાં પડેલો હોય અથવા બીજા ભાડૂતની શોધમાં ગૂંથાયેલો હોય તો આ ભયંકર અવાજ પણ ન સાંભળે. પરંતુ "લંચા"માં ફરવા માટે તો એને જમણી કે ડાબી બાજુએ જ જવાનું કહેવું આવશ્યક છે. આના બે સરલ હિન્દુસ્થાની શબ્દો—"ડાયના" અને "બાહ્યાં"—સ્હેલાઇથી શીખી શકાય, યાદ રાખી શકાય અને વાપરી શકાય એવા છે. એ બે શબ્દો જાણીને ત્હમે આખા રંગુનમાં ગમે ત્યાં જઇ શકો. આ શું જેવો તેવો લાભ છે?

અન્તમાં એક વાત મ્હારે સ્વીકારવી જોઇયે કે રિકશાને હું ઘણીવાર પસંદ કરૂં છું એ રિકશાવાળાની તીવ્ર, સહૃદય અને આર્દ્ર આજીજીઓને લીધે જ. આ વિનંતિનો અનાદર કરવા જેટલી ક્રૂરતા કે દૃઢતા મ્હારામાં નથી. રિકશાવાળાને નિરાશ કરવો એ રિકશા વાપરવા જેટલું જ નિર્દય લાગે છે. નિષ્પક્ષપાતી સાઇમન કમિશનની પેઠે હું બરાબર સમઝું છું કે રિકશાવાળાનો લાભ શેમાં સમાયેલો છે એ તે પોતે જાણે ત્હેના કરતાં હું વધારે સારી રીતે જાણું છું; પરતુ અંતિમ લાભ વાસ્તે ક્ષણિક ક્રૂરતા કરવાનું શૌર્ય મ્હારામાં નથી.

આવાજ કારણથી આત્મ-અસ્ત્રો (Safety-razorનું યથાર્થ ભાષાન્તર છે ને?) વાપરવા છતાં અને દરેક માણસે પોતાના હજામ થવું ઉચિત છે એમ માનવા છતાં હજામને નિરાશ કરી શકતો નથી. આપણા ઉચ્ચ જ્ઞાનને લીધે અને પ્રચંડ બુદ્ધિબળને લીધે આપણે ઘણીવાર જાણીએ છિયે કે લોકોને અમુક પ્રકારે ખુશી કરવામાં એમનું અહિત થવાનું છે અને છતાંયે આપણે એ જ રીતે એમને ખુશી કરવા પડે છે. સત્ અને આનન્દ વચ્ચે જ્યારે સંપૂર્ણ સમન્વય થશે ત્યારે "સંચાવાળા"ને દુઃખી કર્યા વગર એનો ત્યાગ હું કરી શકીશ.

# કેટલાક મહાપુરુષોનાં સંક્ષિપ્ત જીવનચરિત્ર

અંગ્રેજીમાં "Who's Who" નામનું એક પુસ્તક પ્રગટ થાય છે જેમાં વિખ્યાત વ્યક્તિઓનાં જીવનચરિત્ર આપેલા હોય છે. આવા પ્રકારના પ્રયાસ આપણા દેશમાં પણ થયેલા જાણ્યા છે. થોડાં વર્ષો પર બર્માની મહાન વ્યક્તિઓ વિશે એક "Who's Who" આ લેખકે અંગ્રેજીમાં તૈયાર કરી "બર્મા વર્તમાન"ના દિવાળીના અંકમાં છપાવ્યું હતું. પરંતુ હજી સુધી ગુજરાતી ભાષામાં એવાં સંક્ષિપ્ત જીવનચરિત્ર પ્રગટ થયાં જાણ્યાં નથી એ શોચનીય છે. ઘણાં વર્ષોથી આ કાર્ય ( અથવા સેવા ) ગુજરાત માટે કરીને અમર થવાની હોંશ અને આશા મ્હને હતી. આજે એ ફુલ નહિં તો ફુલની પાંખડી, સ્ટીમર નહિં તો કાગળની હોડી, વિમાન નહિં તો પતંગ ગુજરાતી પ્રજા

આગળ ધરતાં મ્હને જેટલો આનન્દ થાય છે તેટલો આનન્દ "કાકાની શશી" ભજવાયું ત્યારે રા કનૈયાલાલ મુન્શીને પણ નહિં થયો હોય અને જેટલો ગર્વ થાય છે એટલો રા. ન્હાનાલાલ કવિને એમની જયન્તિ ઉજવાઈ ત્યારે પણ નહિં થયો હોય. ટૂંકમા છાતીનું માપ ૧½ ઈંચ વધ્યુ છે અને માથું ઉચું થવાથી પોણો ફુટ ઉચાઈ વધી છે. પરંતુ જે પુસ્તક પ્રગટ થવાનું છે એની તો આ લેખ માત્ર ઝાંખી જ કરાવશે: જેમ આવતા અઠવાડિયાની ફિલ્મનાં એક બે દશ્ય આ અઠવાડિયાની ફિલ્મના ગાળા વચ્ચે દેખાડી સિનેમાવાળા તૃષા ઉત્પન્ન કરે છે એવી રીતે. એ પુસ્તકમા મહાન વ્યક્તિઓની છબીઓ, એમના નાક કાનનુ માપ, એમના વાળનો રંગ, એમને પ્રિય ખાવા-પીવાની વસ્તુઓ. એમની રમુજોના દષ્ટાન્તો, એમની નાણા સબન્ધેની સ્થિતિ, બેંકની પાસ-બૂકનો નંબર વગેરે સર્વ વિગતો પણ સંપૂર્ણ રીતે આપવામા આવશે. લેખકો, ધનિકો અને વાચકો એમા સહાય કરશે તો એ પુસ્તક અમુલ્ય બનશે. પરંતુ હાલ તરત તો આટલેથી જ સતોષ માનો :—

૧ **સર રસગુલ્લાપ્રસાદ સિંહ** જી. સી. બી. ઈ., સી ઇ. એફ., ડી. એ. એમ. ઈત્યાદિ. અસ્ત્રારામપૂરના મહારાજા. નવ તોપ અને ત્રણ ફટાકાનું માન આ રાજ્યને છે. જન્મ ૧૮૯૦ મા. પોતે સુગ્રીવ (કે વાલી)ના વંશજ હોવાનો દાવો કરે છે અને એજ દાવો મંગુસ્તાનના મહારાજા કરતા હોવાથી એમની સાથે અણબનાવ છે જન્મ્યા ત્યારે શનિનો ગ્રહ જોર કરતો હતો. એમણે શિક્ષણ ઘેર જ લીધુ છે. રાજાના પાટવી કુંવર હોવાથી પ્રથમથી જ અત્યત બુદ્ધિશાળી હતા. ૧૯૧૧ મા પોલીટીકલ એજન્ટ આગળ "રાતી ઘોળી

કાળી ગાય !"નું સુપ્રસિદ્ધ કાવ્ય પુસ્તકમાં જોયા વગર (શિક્ષકને પાછળ બેસાડીને) બોલી ગયેલા. એ માટે પોલીટીકલ એજન્ટનાં પત્નીએ (જેમણે પાછીથી એમના વરથી છૂટા છેડા લીધા હતા એ) ટર્કીશ બાથ સોપની એક પેટી કુમાર સાહેબને ભેટ આપેલી જે આજે પણ મહારાજા સાહેબે રૂપાની કાસ્કેટમાં સાંચવી રાખી છે અને બધા અંગ્રેજ અતિથિઓને તેઓ ગર્વથી દેખાડે છે. ૧૯૧૨ માં નામદાર વાઇસરૉયનો ઘસડાતો પોષાક ઘસડાઈ જાય નહિં એ માટે તે ઉંચકનાર બાળાનુચર (Page) તરીકે નિમણુંક થઇ. ૧૯૧૫ની સાલમાં પિતાના મરણ પછી ગાદી પર બેઠા ત્યારે પ્રજામા સર્વત્ર શોક પ્રસર્યો. ૧૯૧૭ માં સ્થૂલતાના દરદના ભોગ થઇ પડયા. સ્થૂલતા ઓછી કરવા મુંબઇ કલકત્તા, દિલ્હી, મદ્રાસ, લાહોર આદિના અસંખ્ય ડાક્ટરો, વૈદો, હકીમો તથા જોષીઓને દેખાડયા પછી ફાયદો ન થવાથી ઇંગ્લંડ હવાફેર માટે તથા ઉપચાર કરાવવા ગયા. ગયા પછી ૭ મહિનામાં જ એક પાઉંડ વજન ઘટવાથી હિન્દુસ્થાન પાછા ફર્યા. પરંતુ પાછા આવ્યા પછી રાજ્યની સતત ચિન્તાને લીધે ફરી એક પાઉંડ વજન વધી ગયું. આથી ફરી વિલાયત ગયા. આમ દરવર્ષે યુરોપ જાય છે ત્યારે તબિયત સુધરે છે અને વજન એક પાઉંડ ઘટે છે પણ હિન્દ આવે છે ત્યારે વળી વજન વધે છે અને તબિયત બગડે છે. છતાં રાજ્યને સુધારવા નિરંતર પ્રયાસ કર્યા કરે છે. મહાયુદ્ધ વખતે જર્મનોને કચરી નાંખવા વાસ્તે રણસંગ્રામમાં જવાની અરજી સરકારને કરી હતી. (ઑગસ્ટ ૧૯૧૬) પરંતુ વાઇસરૉયે એમનો ઉપકાર માની લખી જણાવ્યું હતું કે "યુદ્ધમાં હજી ત્હમારા જેટલા વજનના માણસની જરૂર નથી." તે પછી પોતાના બે ઘોડેસ્વાર તથા ત્રણ ચોપદારને સંગ્રા-

જ્યને બચાવવા મોકલી આપ્યા હતા અને યુદ્ધના ફંડોમા હજારો રૂપિયા ( ઉધાર લઈને ) ભર્યાં હતા. ૧૯૧૯ ની સાલમા વાઇસરૉયના પત્નીને હાથે એમણે પોતાના પુત્રને પ્હેલો કંસાર ખવડાવ્યો હતો અને એ પ્રસંગે મોતીની માળા તથા હીરાની વીંટી વાઇસરૅાયના પત્નીને ભેટ આપી હતી. ત્યાર પછી વાઈસરૅાય સાહેબ મહારાજા સાથે શીકાર કરવા ગયા હતા અને ચાર સસલા તથા ત્રણ ખીસ્કોલી મારી હતી. રાજ્યની આવી સુવ્યવસ્થા જોઇને વાઇસરૅાય બહુ હર્ષ પામ્યા હતા અને મહારાજાની દીર્ઘ દૃષ્ટિવાળી તથા પ્રગતિમાન રાજ્યની-તિના ખાણુ ખાતી વખતે પુષ્કળ વખાણ કર્યા હતા. સુલેહ થઈ ત્યારે મહારાજાએ આખા રાજ્યમા પેડા તથા હલવા વ્હેંચ્યા હતા અને પોતે પણ પુષ્કળ હલવો ખાધો હતો.

મહારાજાનું ખાતું ઇમ્પિરિયલ બૅંકમાં છે. પરંતુ પૈસાની બાબતમા રહેજ " કડકા " છે એમ સંભળાય છે.

તેલ ચોળીને સ્નાન કરવું, બપોરે ઉઘવું, જૂદી જૂદી રીતે ઉભા રહીને છબી પડાવવી અને " સૌરાષ્ટ્ર "ની નકલ ફાડી નાખવી એ એમના પ્રિય વિનોદો છે.

મહારાજાના લગ્ન ઘણીવાર થયા છે. પુત્ર એક છે. બીજું સંતાન નથી. દસ તોપનું માન મેળવવા બહુ આતુર છે અને એ રાજ્યપ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે સરકારી અમલદારોને ખાણુંઓ, ભેટો વગેરે આપવામા પુષ્કળ નાણું ખર્ચતા અચકાતા નથી.

દેશી રાજ્યો વિશે એક પુસ્તક લખવા ધારે છે.

૨. **શ્રીયુત ઇન્દુવદન ભાસ્કરાનન્દ**—ગુજરાતના મહાન સાક્ષર, વિચારક તથા લેખક. ઉમ્મર વર્ષ ૩૮. " ક્ષેની "ની

સંજ્ઞાથી લખેલાં એમનાં કાવ્યો સુપ્રસિદ્ધ છે. ૧૯૨૫ ની સાલમાં એમણે "ગુજરાતનું ગૌરવ" નામનો જોસદાર લેખ લખીને આખા ગુજરાતને ધ્રુજાવ્યું હતું. (સુરત તથા અમદાવાદમાં આને લીધે કેટલાંક ઘરો પડી ગયાં હતાં.) એ લેખનો મુદ્દો આ હતો: "શા વાસ્તે આપણે આપણા દેશના લેખકોને પરદેશી ચીઠ્ઠીઓ ચ્હોડીને હલકા પાડવા જોઇએ? કાલિદાસ શા માટે હિન્દનો શેકસપિયર કહેવાય? ન્હાનાલાલ શા માટે ગુજરાતના ટેનિસન કહેવાય?" આખા પુસ્તકના અન્તભાગમાં એમની પોતાની સૂચના હતી: "શેક્સપિયર ઇંગ્લંડનો કાલિદાસ છે. ટેનિસન ઇંગ્લંડના ન્હાનાલાલ છે (કે હતા). વર્ડ્ઝવર્થ ઈંગ્લંડના નરસિંહરાવ હતા (કે છે). ડૂમા ફ્રાન્સના કનૈયાલાલ મુન્શી છે. કિટ્સ ઇંગ્લંડનો કલાપી છે. વળી ઈંગ્લંડમાં રા. ચન્દ્રશંકર પંડ્યાની તુલનામાં આવે એવું કોણ છે? વિજયરાય ક્યા છે અને "કૌમુદી" ક્યાં છે? વિલાયતમા પોળો ક્યાં છે, શેરીઓ ક્યાં છે—ક્યાં છે ગુજરાતની ગૃહભાવના, ગુજરાતણસમી રમણીઓ?"

પુસ્તકને અન્તે ("સમાપ્ત" આવે તે પ્હેલાં) નીચેની સુન્દર અને મન હચમચાવી નાંખે એવી પ્રબળ ઉક્તિઓ હતી:

"જે પ્રાચીન ભારતવર્ષમાં સતી સીતા, સતી દ્રૌપદી, સુકન્યા–સાવિત્રી, નરસિંહ મહેતો, મીરાંબાઈ, ભક્તરાજ અંબરીશ, પિતૃભક્ત પુંડરિક, કામલતા, પાકજાદ પરીન, સતી તોરલ, ફાંકડો ફીતુરી, સગાળશા તથા અફલાતુન થઇ ગયા છે;

"જે દેશમાં સ્નેહની સરિતાઓ વ્હેતી હતી, ચન્દ્રની સુધા હાસ્ય કરતી હતી અને મધુ સમી બંસરીઓ વાગતી

હતી; જ્યા મીઠા ઝેર દેવાતાં હતા અને ઝેરી સાપો ફર્યાં કરતા હતા.

"જે દેશમા આજે પણ સ્વદેશ સેવા થઇ રહી છે, એક જ ભૂલ થાય છે તેમ જ અનેક ભૂલો પણ કરાય છે અને ભૂલના ભોગ પણ બને છે;

"તે દેશના ગૌરવને પરદેશીઓ સાથે તુલના કરી, પરકીય 'લેબલો' લગાવી ધૂળમા રગદોળશો, કાદવના કીચડમા કચરશો, પ્રજ્વલિત અગ્નિમા હોમશો ?

"કદી નહિં ! કદી નહિં ! ઘુવડ બોલ્યું, કદી નાહ !"

આ લેખને લીધે એટલી ચર્ચા થઇ કે એમણે પોતે "ગુર્જર–ગૌરવ–ગર્જના" નામનું એક બાર માસિક કહાડયું (૧૯૨૬) જેમા પોતે કાવ્યો, નિબંધો, વાર્તાઓ, નાટકો, હાસ્યરસિક લેખો તથા (પોતાના કાવ્યોનાં) અવલોકનો લખતા હતા. નાણાંની તંગીને લીધે એ માસિક હાલ તરત બંધ પડયુ છે.

એમના બીજા લેખોમા કાવ્યો ખાસ નોંધવા જેવાં છે જેમાં "દૃષ્ટિની વૃષ્ટિ" (૧૯૨૧) "પાચમીવારની પ્રિયતમાને" તથા "શ્વેત કાગને" મુખ્ય છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના કટ્ટા વેરી છે અને પરિષદ્ વિશે તીક્ષ્ણ કટાક્ષ વારવાર કરે છે. પરિષદ્‌ના પ્રમુખ થવાની ઊંડી ઊંડી આશા રાખે છે.

શેક્સપિયર મહાન કવિ છે એ ગુજરાતમાં પોતે શોધ કરી છે એવો એમનો નમ્ર અભિપ્રાય છે. શેક્સપિયર વિશે એક અંગ્રેજી પુસ્તક થોડા સમયમાં લખે એવી ભીતિ છે.

એમના કાવ્યોની ખ્યાતિને લીધે "ઇન્દુવદનજી" કહેવાય

છે. પરંતુ તેઓ કવિ છે કે ધેની એની ચર્ચા ગુજરાતી સાહિત્યમાં જોસભેર ચાલે છે.

૩. મિ. હરીશચન્દ્ર દેવરામ. બેરિસ્ટર–એટ–લૉ. જાણીતા વકીલ અને લોકનેતા. ૧૮૮૩ માં જન્મ. ૧૯૦૦ માં બારાખડી શીખવાનું પૂરું કર્યું જેથી એમના બાલચાતુર્યથી કુટુમ્બીઓ આશ્ચર્યચકિત થઈ ગયા. બાર વર્ષ સુધી મુંબઇની ક્રીકેટ મેચોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. (૧૯૧૨) બીજું એક વર્ષ બધાં નાટકો અને સિનેમાનો અભ્યાસ કર્યો. (૧૯૧૩) મેટ્રિકમાં સાતવાર નપાસ થવાથી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવા વાસ્તે યુરોપ ગયા. (૧૯૧૮) સવા બે કોનન આપીને બુદા–પેસ્ટ યુનિવર્સિટીની પી. એચ. ડી. તથા દોઢ લીરા આપીને નેપલ્સની યુનિવર્સિટીની એ. એમ. ની ડીગ્રી મેળવી. બાપનો વારસો મેળવ્યો ત્યારે ઇનર ટેમ્પલમાં મિત્રોએ મ્હોટી પાર્ટિ આપી. બેરિસ્ટર થઇને હિન્દુસ્થાન પાછા ફર્યા. વકીલાત કરવા માટે સનદ લીધી પણ જાળવી શક્યા નહિ. દોઢ લાખ સાથે ગાઢ પ્રેમમાં પડી એને પરણ્યા. પાછી વકીલાત શરૂ કરી પણ અસીલોએ સહકાર કર્યો નહિં. અદાલતનો બહિષ્કાર કરીને અસહકારની પ્રવૃત્તિમાં જોડાયા. લૉર્ડ રેડિંગ, સર લેસ્લી વિલ્સન તથા મહાત્મા ગાંધીને ખુલ્લા પત્રો લખ્યા. સામ્રાજ્યના અસ્તિત્વનો સ્વીકાર કરવાની ચોકખી ના પાડી અને પોતે સામ્રાજ્યમાં નથી એમ સ્પષ્ટ કહ્યું. ૧૯૨૪ માં સ્વરાજ્ય પક્ષ તરફ વળણ થવાથી એમાં જોડાયા: ૧૯૨૭ માં રિસપોન્સીવીસ્ટ (પ્રતિ સહકારી) પક્ષમાં ભળ્યા. હાલ તરત જે પક્ષમાં જોડાવવાથી પ્રધાનપદ (minister-ship) મળતું હોય એમાં દાખલ થવા તૈયાર છે; પરંતુ તે માટે મુસલમાન થવા તૈયાર નથી. પ્રધાન ન થવાય તો સરકારી વકીલ થવા પણ ખુશી છે.

હાલ તેઓ અદાલતના બહિષ્કારના કટ્ટા વિરોધી છે. વકીલોનો અનાદર થાય તો કાયદાની અવજ્ઞા થાય અને કાયદાનું અપમાન થાય તો અરાજકતા વ્યાપી રહે એવો એમનો દઢ અભિપ્રાય છે, જે અનેક લેખોદ્વારા એમણે પ્રજા સમક્ષ રજુ કર્યો છે. "વકીલ વગરની અદાલત એ વરરાજા વગરના વરઘોડા જેવી છે" એવી સુન્દર ઉપમા એમણે ભગીરથ પ્રયાસ કરીને યોજી છે.

એકવાર ધારાસભાના સભ્ય થયા હતા. ત્યારે એમણે ૧૦૮ પ્રશ્નો પૂછ્યા હતા (૧૯૨૭ના ઑગસ્ટમાં) જેથી એ ખાતાના પ્રધાનને માથે લોહી ચ્હડી આવ્યું હતું અને સેક્રેટરી બેશુદ્ધ થઇ ગયો હતો. બજેટના વિવેચનમા ગૌરક્ષા ઉપર સ્હાડાચાર કલાકનું ભાપણ એમણે કર્યું હતું. આથી સરકારે લેજીસ્લેટીવ એસેમ્બલીમાં એમની નિમણુંક કરવાની ઇચ્છા દર્શાવી હતી પરતુ એનો એમણે તુચ્છકાર કર્યો હતો.

મિત્રની મોટરમાં બેસી સાંઝે અંધારૂ થયા પછી દૂર ફરવા જવું એ એમનો પ્રિય વિનોદ છે.

શરનામું : ગીરીવાળા બિલ્ડિંગ્સ. મારવાડી સ્ટ્રીટ. મુંબઇ.

૪ **શ્રીમાન્ દુર્ગાદાસ કેટોળિયા.** ચુસ્ત સનાતની અને હિન્દુ ધર્મના થાંભલા. ૧૮૮૫માં જન્મ. પ્હેલાં કસ્ટમ ખાતામાં નોકર. અહિં ઘણી સારી ખાનગી આવક હતી. પરંતુ એથી ઇર્ષ્યા પામી એમના ઉપરીએ એમને રજા આપી. રોષથી ભરાઇ એમણે એક સાપ્તાહિક કહાડયું જેમાં સરકારનો તથા સુધારાનો પુષ્કળ વિરોધ કર્યો અને ખાસ કરીને કસ્ટમ ખાતામાં ચાલતી લાંચ રૂશ્વતપર સખ્ત ટીકા કરી (૧૯૦૭) પોતાના પત્રમાં ખર્ચ ઘટાડવાની ઉત્કંઠાથી આખા 'સ્ટાફ'નો

પગાર એમણે ઓછો કરી નાંખ્યો. અન્તે બધા માણસોને રજા આપતાં પોતે જ એ પત્રના માલિક, તંત્રી, કૉમ્પોઝીટર, પ્રુફરીડર તથા છાપું વેચનાર રહ્યા. (૧૯૧૦) છાપું બંધ કરીને રૂની દલાલી કરી. (૧૯૧૧) ત્યાર પછી અળશીની, બિયાંની, ચોખાની, દાળની, ઘઉંની, બાજરીની, ચણાની, વગેરે અસંખ્ય વસ્તુઓની દલાલી કરી.

પોતે શુદ્ધ બ્રાહ્મણ છે અને હિન્દુ સનાતન ધર્મના અનુયાયી છે. દિવસમાં બાર વાર ન્હાય છે. (દરેક સ્નાન દોઢ મિનિટ ચાલુ રહે છે.) એમની આખી નાત અશુદ્ધ, પતિત અને વટલી ગયેલી છે એવો એમનો દૃઢ મત હોવાથી આખી નાતને એમણે નાત બ્હાર મૂકી છે, આખી નાતનો સંસર્ગ ત્યજ્યો છે અને પોતે એકલાજ ખરેખરા પોતાની એ નાતમાં અને પોતાની નાતના છે એમ માને છે અને વર્તે છે. બીજી નાતના માણસના હાથનું રાંધેલું કદી ખાતા નથી. એકવાર મોન્જીનીના રેસ્ટોરાંમાં ચ્હા અને કેક ખાતાં તથા બીડી પીતાં કેટલાક જ્ઞાતિ બન્ધુઓએ એમને જોયા અને એમને વધાવી લેવા બારણા આગળ મળ્યા. પરંતુ પોતાની અસાધારણ નમ્રતાને લીધે એ સત્કારનો અનાદર કરીને પાછલે બારણેથી ચાલ્યા ગયા. (૧૯૧૬ના નવેમ્બરની ૩જી તારિખ.) આ પ્રસંગ પછી એમણે એવો મત પ્રદર્શિત કર્યો છે કે ગુપ્ત રીતે રૂઢિ વિરુદ્ધ અને નાતના રિવાજ વિરુદ્ધ ગમે તે થઈ શકે પણ જાહેરમાં ન થઇ શકે કારણ કે જાહેરમાં એમ કરવાથી યુવકો અને સ્ત્રીઓ ઉપર એની માઠી અસર થાય અને તેઓ બગડી જાય: જ્યારે ગુપ્ત કાર્યની અસર પણ ગુપ્ત જ રહે.

૧૯૨૧માં માધવબાગમાં અસ્પર્શ્યતાના પક્ષમાં ભાષણ

કરતા હતા ત્યારે મહાત્મા ગાંધીના કેટલાક પક્ષકારોએ એમના ઉપર પથરા અને જૂના જોડા ફેંક્યા હતા. એમણે નિશ્ચિન્ત ચિત્તે જોડા ઉંચકીને તપાસી જોયા હતા; પરંતુ જોડા જૂના હતા એ સ્હામે એમણે સખ્ત વિરોધ કર્યો હતો. અને ગાધીજીનો અહિંસાનો સિદ્ધાન્ત નવી વસ્તુઓ ફેંકવાનો જ પ્રતિબંધ કરે છે કે કેમ એ પ્રશ્ન એમણે ભાષણોમાં તથા ચર્ચાપત્રોમા વારવાર પૂછ્યો હતો. પરંતુ ગાધીજીએ એનો "નવજીવન"મા ઉત્તર ન આપ્યાથી તે મ્હાત થઈ ગયા છે અને જૂની વસ્તુઓ ફેંકવાની પક્ષમા છે એમ પોતે કહ્યું હતું. "જૂની રૂઢિયો, જૂની પ્રણાલિકાઓ, જૂના રીતરિવાજો સારા છે પણ જૂના જોડા ત્યાજ્ય છે" એમ એમણે ભાર દઈને ઠેરઠેર જણાવ્યું હતું.

વિધવાઓને કામના વગર તથા ગૃહજાલના બંધન વગર ઇશ્વરનું ભજન કરવાનો સમય મળે છે માટે વિધવાઓની સ્થિતિ ખરેખર ધન્ય અને ઇષ્ટ છે અને દરેકે એ મેળવવા પ્રભુ પાસે પ્રાર્થના કરવી જોઇયે એમ તેઓ કહે છે.

તેઓ પ્રથમવાર વિધુર થયા ત્યારે બાળક ન હોવાથી વંશોદ્ધાર માટે બીજીવાર પરણ્યા; બીજીવાર પત્ની મરી ગઈ ત્યારે બાળકો ન્હાના હોવાની બાળકની સંભાળ લેનાર કોઈ ન હોવાથી કમને પરણ્યા. ત્રીજીવારની પત્નીએ મરણ પથારીએ સોગદ આપીને પરણવાનું કહ્યું હતું એટલે માત્ર એ ગતપત્નીના આત્માના સાન્ત્વન ખાતર ફરી લગ્ન કરવાં પડયા. ચોથીવારની પત્ની ગુજરી ગઇ ત્યારે વૃદ્ધ ફોઇનો બહુ જ આગ્રહ હતો અને જેમણે પોતાને બાળકપણુથી ઉછેર્યા હતા એમનું મન જાળવવા તથા એમની વૃદ્ધાવસ્થાની એક તીવ્ર ઇચ્છા પૂર્ણ કરવા ખાતર પરણ્યા. ગયે

વર્ષે પોતાના પૌત્રનો એક બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવાની તૈયારીમાં હતા ત્યાં મિસિસ કટોળિયા નંબર પાંચ અચાનક પ્રસૂતિની માંદગીમાં મૃત્યુ પામવાથી પોતાની પત્નીના મરણથી થતું અસહ્ય દુઃખ દૂર કરવા તથા પોતાની સંભાળ લે એવું કોઇ ન હોવાથી એ કન્યા સાથે લગ્ન કર્યાં. (સંવત્ ૧૯૮૪ ના વૈશાખ શુદ તેરશે શુભ લગ્ન થયાં હતાં) ૐ. શાન્તિ, શાન્તિ, શાન્તિઃ

ચંડીપુરાણ, કામશાસ્ત્ર, રેનોલ્ડ્ઝ તથા કૉરેલીની નવલ-કથાઓ એમનાં પ્રિય પુસ્તકો છે.

ઠેકાણું : જરીપુરાણા લેન, મુંબઇ.

**૫ શેઠ ગજબઅલ્લી શેખઅલ્લી.** રંગુનના મ્હોટા વેપારી. ખૂચનો આયાત કરી ડાગરનાં છોતરાનો જથાબંધ નિકાસ કરે છે. દેખાવ પરથી ૪૮ વર્ષના જણાય છે પણ ખરેખર ૨૫ વર્ષના છે. વજન ૨૬૬ પાઉંડ. પ્રભાવ વધારવા દ્હાડી રાખે છે. દિવસના વીસ કલાક કામ કરવાથી અને રાતના બે વાગ્યા સુધી રોજ જાગવાથી ઉજાગરાનું દરદ તથા નિદ્રાવસ્થામાં ફરવાની ટેવ પડી છે. (પ્હેલી વાર આ દરદ ૧૯૨૦ માં થયું હતું.) કામ હોય કે નહિં પણ મળસ્કામાં કૂકડો બોલે ત્યાં સુધી ગાદી તકીઆ ઉપર બેસી રહે છે. ઑફિસ જ એમનું ઘર હોવાથી ત્યાં સૂઈ જાય છે. વેપારી માણસને કયે વખતે કામ આવી પડે એ કહેવાય નહિં એવી એમના માન્યતા હોવાથી તથા જેમ વધારે ઑફિસમાં બેસીએ તેમ વધારે કમાણી થાય એવો અભિપ્રાય હોવાથી રાતે પણ કામ કરે છે. મધરાત પછી ટપાલ લખવાની ફુરસદ મળે છે. પોતાના કુટુમ્બને (જેમાં એમની ઘરવાળી

જ છે ) દેશમાં જ રાખે છે. કારણ કે પરદેશમાં સ્ત્રીઓ બગડી જાય એવો એમને ભય છે. સાત વર્ષે એકવાર દેશ જાય છે. આખી રાતના જાગરણને લીધે એમની ઑફિસમાં કદ્દી ચોરી નથી થતી. રમઝાન મહિનો, બે ઇદ તથા મહોરમ શિવાય એકે તહેવાર પાળતા નથી. એકવાર એક છાપુ વાંચ્યું હતું. ( ૪ થી જ્યુન ૧૯૨૫ ના " સાંજ વર્તમાન "ને એ સુભાગ્ય પ્રાપ્ત થયું હતું ).

સાંજે ફીચ સ્કવેરમા બીજા વેપારીઓ સાથે ફરવા જવું, ખૂચના ભાવો વિશે વાતો કરવી, વીમટોનું પીણું પીવું એ એમના પ્રિય વિનોદો છે.

ઠેકાણું : ૨૬ મી ગલી, રગુન.

૬ **શ્રી. અસ્તપ્રસાદ ઘમડીઆ.** પ્રખ્યાત વક્તા. ભાષણ આપવામાં બહુ પ્રવીણ છે. ગમે તે વિષય પર, ગમે ત્યાં, ગમે તે વખતે, ગમે તેવું ભાષણ આપી શકે છે. એકવાર ધિ લીક્વીડેટેડ ગ્રામોફન કંપનીનું એકનું એક ગ્રામોફોન બગડી ગયું અને રસ્તા પર એકઠા થયેલા લોકો ઉશ્કેરાઇ ગયા ત્યારે કલાકના રૂપિયાના દરે એમને ટોળાંને ગમ્મત આપવા માટે રોકવામાં આવ્યા હતા. ( ૧૯૨૨ ની જુલાઇ ) બીજે પ્રસંગે મ્યુનિસિપાલિટીની ચુંટણીમા એક સભ્યે પોતાના વિરોધીની સભામા ગમે તે બકબકાટ કરીને એમા ભંગાણ પાડવા રોકયા હતા આ પ્રયાસમાં તેઓ સફળ નિવડયા હતા કારણ કે સભામાથી અડધા ભાગના લોકો ન્હાશી ગયા હતા અને બાકી રહેલા નિદ્રાવશ થઈ ગયા હતા. ( ૧૯૨૫ નો મે ) આ પ્રમાણે શ્રોતૃવર્ગને થકવી દીધા છતા રૂ. ૫૧ ( અંકે રૂપિયા એકાવન ) આ વાસ્તે મળવાના

હતા તે મળ્યા નહિં—જેથી "નિરાશા" વિશે એક ગઝલ જાહેરમાં ગાઇને સંતોષ માન્યો હતો.

એમની આવકની ઉત્પત્તિનું સ્થાન કોઇ જાણતું નથી. બેંકમાં કોઇ સંબન્ધીઓ નથી એમ કોઇ જાહેર ફંડના સેક્રેટરી કે ખજાનચી પણ નથી. ૧૯૨૧માં પ્હેલીવાર પોતાનું નામ વર્તમાન પત્રમા આવ્યું ( એક કેસમાં સાક્ષી તરીકે ) ત્યારે ગોખલેની હોટેલમાં મિત્રોને એક પાર્ટિ આપી હતી.

૧૯૨૫ માં કાઉન્સિલ ઑફ સ્ટેટની ચુંટણીમાં ઉમેદવાર તરીકે "ઉભા રહ્યા" હતા પરંતુ એમને એક જ મત મળ્યો હતો ( જે એમનો પોતાનો હતો ) તેથી પાછા બેસી ગયા હતા.

પોતાનાં પત્ની વિશે બહૂ જ માન ધરાવે છે અને એ બહુ સુશિક્ષિત છે એવો એમનો અભિપ્રાય છે કારણ કે એમનાં પત્નીને "મિસ્ટર" "મિસિસ" "થેંકયુ" અને "ગ્રામોફોન" એટલા અંગ્રેજી શબ્દો આવડે છે જે તેઓ બીજી સ્ત્રીઓને દેખાડવા સ્થાને—અસ્થાને પણ વાપરે છે.

રાજકીય બાબતોમા પોતે પ્હેલેથી મધ્યમ વિચારના છે. પરંતુ મધ્યમ માર્ગ કયો છે એની શોધમાં જ નિરંતર રહે છે અને નિર્ણય કરે છે ત્યાં સ્થિતિ બદલાઇ જાય છે અને પક્ષ ફરી જાય છે.

સભામાં પાછળ બેસી ગડબડ કરવી તથા બીડીની તંબાકુ પાનમા નાંખીને ખાવી એ એમના પ્રિય વિનોદો છે.

# એક નવી ગ્રંથમાળા

અંગ્રેજીમાં થોડા સમયથી To-day and To-morrow નામની ગ્રંથમાળાના પુસ્તકો પ્રગટ થાય છે જેમા પ્રો. રાધાકૃષ્ણનું Kalki or the Future of Civilisation, મિ. જોડનું " Thrasymachus or the Future of Morals " વગેરે ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે એવા જ પ્રકારની ગ્રંથમાળા ગુજરાતી સાહિત્યમા પણ હોય એ ઇષ્ટ છે. એ માટે નીચે કેટલાક પુસ્તકોની સૂચના કરી છે.

૧ રાવણ અથવા સિલોનનું ભવિષ્ય.

૨ નલ અથવા જુગારનું ભવિષ્ય.

૩ શકુન્તલા અથવા પ્રેમનું ભવિષ્ય.

૪ વિભીષણ અથવા સયુક્ત કુટુમ્બનુ ભવિષ્ય.

૫ તારા અથવા વિધવાનું ભવિષ્ય.

૬ સહદેવ અથવા ભવિષ્યવાણીનું ભવિષ્ય.

૭ નકુલ અથવા ઘોડાની સરતનું ભવિષ્ય.

૮ અર્જુન અથવા સંશયનું ભવિષ્ય.
૯ ભીમ અથવા શારીરિક બળનું ભવિષ્ય.
૧૦ યુધિષ્ઠિર અથવા અસત્યનું ભવિષ્ય.
૧૧ દ્રૌપદી અથવા અનેકભર્તૃકતાનું ભવિષ્ય.
૧૨ કૃષ્ણ અથવા ડિપ્લોમસીનું ભવિષ્ય.
૧૩ રામચન્દ્ર અથવા પ્રજારંજનનું ભવિષ્ય.
૧૪ મંથરા અથવા ચાકરોનું ભવિષ્ય.
૧૫ કુંભકર્ણ અથવા નિદ્રાનું ભવિષ્ય.
૧૬ હનુમાન અથવા ડાર્વિનવાદનું ભવિષ્ય.
૧૭ શબરી અથવા ફળના ખોરાકનું ભવિષ્ય.
૧૮ વિશ્વામિત્ર અથવા અ–બ્રાહ્મણોનું ભવિષ્ય.
૧૯ પરશુરામ અથવા જ્ઞાતિયોનું ભવિષ્ય.
૨૦ કંસ અથવા વકીલોનું ભવિષ્ય.
૨૧ સનતકુમાર અથવા યૌવનનું ભવિષ્ય.
૨૨ સુદામા અથવા દરિદ્રતાનું ભવિષ્ય.
૨૩ વામન અથવા બટકા લોકોનું ભવિષ્ય.
૨૪ દુર્વાસા અથવા ક્રોધનું ભવિષ્ય.
૨૫ કણ્વ અથવા વાત્સલ્યતાનું ભવિષ્ય.
૨૬ ઇન્દ્ર અથવા વાયુચક્રશાસ્ત્રનું ભવિષ્ય.
૨૭ ભગીરથ અથવા નહેર નાળાંનું ભવિષ્ય.
૨૮ વરૂણ અથવા વહાણવટાનું ભવિષ્ય.
૨૯ ગણપતિ અથવા શુકનનું ભવિષ્ય.
૩૦ કાર્તિકેય અથવા બ્રહ્મચર્યનું ભવિષ્ય.
૩૧ સોમરસ અથવા દારૂ નિષેધનું ભવિષ્ય.
૩૨ અશ્વત્થામા અથવા અમરતાનું ભવિષ્ય.
૩૩ ભીષ્મ અથવા પ્રતિજ્ઞાનું ભવિષ્ય.

# પ્રથમ ગોળ–મેજી પરિષદ્‌ની ભૂમિતિ

## મૌલિક સિદ્ધાન્તો

૧. ગોળ–મેજી પરિષદે ગોળ–મેજની આજુબાજુ મળવું જોઇયે નહિં તો એ મળી જ શકે નહિં.

૨. ગોળમેજી પરિષદ્ આકૃતિમાં ગોળ હોય છે કારણ કે દુનિયા ગોળ છે એવી શોધ કોલમ્બસે કરી હતી. જે સ્થળેથી એ નિકળ્યો એ જ સ્થાને પાછો પ્હોંચ્યો એથી "અમેરિકા!" એને જડયું છે એમ એ પોકારી ઉઠયો. (સ્પેનિશ ભાષામાં "અમેરિકા"નો અર્થ "દુનિયાનો છેડો" થાય છે એમ ઘણા વિદ્વાનોનું કહેવું છે.) ચાલીને કે સાઇકલપર જગતનું પર્યટન કરનારા જે સાહસિક યુવકો સ્ટીમર અને રેલ્વે દ્વારા ભ્રમણ કરે છે એમનો પણ અભિપ્રાય એમજ છે કે દુનિયા ગોળ છે કારણ કે તેઓ પ્રથમ સ્થાનેથી નિકળી જ શકતા નથી.

૩. ગોળ–મેજી પરિષદ આકારમાં ગોળ હોય છે કારણ કે સંયોગીરાજના કાણા રસોઇયાએ ભદ્રંભદ્રને કહ્યું હતું એમ "ગોળ આકાર વિના ચાલે નહિં. બ્રહ્માંડ ગોળ છે, સૂર્ય ગોળ છે, ચન્દ્ર ગોળ છે અને મહાપુરુષો પણ ગોળ હોય છે." અને ભદ્રંભદ્રે ઉમેર્યું હતું એમ "મોદક પણ ગોળ હોય છે." (ખાત્રી માટે જોઇ જુવો 'ભદ્રંભદ્ર' ચોથી આવૃત્તિ પૃ. ૧૩૨, તથા મહાપુરુષ શૌકતઅલ્લી અને ખાઇ જુવો લાડુ.)

૪. ગોળ–મેજી પરિષદ ગોળ હોય છે કારણ કે ચકડોળની પેઠે કે ઘાંચીના બળદની પેઠે એ ચક્કરમાં ફરે છે. ફેડરેશનથી શરૂ થઇ ફેડરેશનમાં શમે છે, ભાષણોથી ઉદય પામી ભાષણોમાં અસ્ત થાય છે.

૫. ગોળ–મેજી પરિષદ ગોળ હોય છે કારણ કે એના વકતાઓને ગોળ ગોળ બોલવું પડે છે.

૬. ગોળ–મેજી પરિષદ પરિમાણમાં ગોળ હોય છે કે એનું પરિણામ એક ગોળ આકૃતિમાં દર્શાવી શકાય એવું હોય છે.

## અપવાદ

ગોળ–મેજી પરિષદ ચોરસ કે બીજી કોઇપણ આકૃતિવાળા મેજની આસપાસ મળે છે તો પણ એ ગોળ–મેજી પરિષદ જ કહેવાય કારણ કે એના કેટલાક સભ્યોની બુદ્ધિ, શકિત અને લોકસેવા શૂન્ય હોય છે જે ગોળાકાર વડે દર્શાવાય છે.

# પ્રથમ ગોળ-મેજી પરિષદ્‌ની ભૂમિતિ

## પ્રત્યક્ષ પ્રમાણો

(Axioms)

(ક) ગોળ-મેજી પરિષદ્‌ના સર્વ સભ્યો એક બીજાની સમાન હોય છે.

(ખ) ગોળ-મેજી પરિષદ્‌નો પ્રત્યેક સભ્ય બીજા સભ્યો જેટલો જ અને જેવો જ હોય છે.

## સ્વીકૃત કૃત્યો.

(Postulates)

૧. સ્વીકાર કરવામાં આવે છે કે ગોળ-મેજી પરિષદ્‌ના સભ્યોના **ભાગ** થઇ શકતા નથી અને તેથી તેઓ અવિભાજ્ય (અથવા અભાગ્યા) કહેવાય છે.

૨. સ્વીકાર કરવામાં આવે છે કે ગોળ-મેજી પરિષદ્‌ના સભ્યોને ગુરુત્વ કે મહત્વ કે બૃહત્વ કે પૃથુતા કે વિશાલતા હોતાં નથી.

૩. સ્વીકાર કરવામા આવે છે કે ગોળ-મેજી પરિષદ્‌ના પ્રમુખની આકૃતિ કોણ-વિશિષ્ટ હોય છે અને એને બાજુ નથી હોતી પણ એનો કોણ બ્રિટિશ બાજુ તરફ વળેલો હોય છે.

૪. સ્વીકાર કરવામા આવે છે કે ગોળ-મેજી પરિષદ્‌ને મર્યાદા કે અવધિ હોતી નથી. અને એની દીર્ઘતા અનન્ત હોય છે.

## વ્યાખ્યાઓ

(ક) ગોળ-મેજી પરિષદ્‌ના બ્રિટીશ સભ્યનો કોણ તીક્ષ્ણ કહેવાય છે.

(ખ) ગોળ-મેજ પરિષદના હિન્દી સભ્યનો કોણ વિષમ કહેવાય છે.

(ગ) જ્યારે હિન્દી સભ્યનો કોણ બ્રિટિશ સભ્યના કોણની સરખો હોય છે કે એકજ હારમાં હોય છે ત્યારે હિન્દી સભ્યનો કોણ **સમકોણ** કહેવાય છે.

(ઘ) જે વર્તુલ આકૃતિમાં ગોળ-મેજ પરિષદ પ્રથમથી અન્ત સુધી ફર્યા કરે છે એને ચક્ર કહે છે.

(ચ) જે બિન્દુની શોધ એના સભ્યોને કરવાની હોય છે એને ગોળ-મેજ પરિષદનું **મધ્યબિન્દુ** કહે છે.

(છ) ગોળ-મેજ પરિષદના સમાન કે અસમાન ભાગલા પાડવા તે એને છેદવું કહેવાય છે.

(એ) ગોળ-મેજ પરિષદમાં કોઇ એક સ્થાનેથી બીજે સ્થાન સુધી **સીધી લીટી** દોરી શકાતી નથી.

(ટ) **સમાન્તર** કોમી લીટીઓ એવી હોય છે કે એ સીધી ન હોય તોપણ ગમે એટલી બે બાજુએ લંબાવો છતાં ગોળ-મેજ પરિષદમાં એ મળી જ શકે નહિં.

## પ્રમેયો

## ( Theorems )

૧. જ્યારે ગોળ-મેજ પરિષદના બે સભ્યોના કોણ વચ્ચે અન્તર રહી જાય છે ત્યારે થતી આકૃતિને દ્વંદ્વ કહે છે.

૨. જ્યારે ગોળ-મેજ પરિષદના બે સભ્યોના કોણ ચક્રમાં પડી જાય છે ત્યારે થતી આકૃતિને અભિમન્યુનો **ચક્રાવો** કહે છે.

## પ્રથમ ગોળ-મેજી પરિષદ્‌ની ભૂમિતિ

૩. ગોળ-મેજી પરિષદ્‌ની એક બાજુ જો બ્રિટિશ બાજુ હોય હોય તો બીજી બે બાજુઓ એ ત્રીજી બાજુ કરતાં **ન્યૂન** અને **અલ્પ** ગણાય.

એની પરથી સિદ્ધ થાય છે કે લઘુમતવાળી કોમોનો કોણ જો બ્રિટીશ બાજુના કોણની સરખો હોય તો લઘુમત બહુમત કરતાં અધિકતર કહેવાય.

૪. ગોળ-મેજી પરિષદ્‌ની સ્હામી બાજુથી હિન્દી બાજુને છેદતી એક લીટી દોરવામાં આવે તો એ લીટી બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યો, હિન્દુઓ અને મુસલમાનો, બ્રાહ્મણો તથા અંત્યજો, હિન્દુસ્થાન અને બર્મા એ સર્વનો પરસ્પર વિચ્છેદ કરે.

૧૬૬૫૬૪

# પરિશિષ્ટ.

| લેખ | પત્ર | સમય |
|---|---|---|
| વ્હેલા ઉઠવા વિશે | કૌમુદી | આશ્વિન ૧૯૮૦ |
| કહેવતોમાં સુધારો | ગુજરાત | જ્યેષ્ઠ ૧૯૮૨ |
| રંગુનનાં કેટલાંક દશ્યો | પ્રસ્થાન | આષાઢ ૧૯૮૨ |
| એક અપૂર્વ નવલિકા | ગુજરાત | ૧૯૮૩નો દિવાળી અંક |
| કેટલાક આધ્યાત્મિક અનુભવો | મુંબઇ સમાચાર | ૧૯૮૩નો દિવાળી અંક |
| અખિલ ભારતના ઇલ્કાબધારી-ઓની પરિષદ્ | મહિલા મિત્ર | ૧૯૮૯નો વાર્ષિક અંક |

બાકીના સર્વ લેખો અપ્રસિદ્ધ છે.



